વિષય બીજો.

# ગ્રામ્ય શરાફી મંડળીઓના વહિવટમાં શહેરના માણસોને રસ લેતા કેવી રીતે કરી શકાય?

લેખક:- રા. રા. ચુનીલાલ માણેકલાલ ગાંધી, બી.એ એલ.એલ બી
ચેરમેન,
સુરત ડીસ્ટ્રીકટ કો-ઓપરેટીવ બેન્ક લી૦

ગ્રામ્ય શરાફી મંડળીનો વહીવટ જેવો જોઇએ તેવો સારો, સંતોષકારક ન પદ્ધતિસર ચાલતો નથી ને તેમાં દેશ વિદેશની બીજી મંડળીઓના અનુભવ ઉપરથી જે ખીલવણી થવી જોઇએ તે નથી, એનું મુખ્ય કારણ અજ્ઞાનતા છે. જ્યાં સુધી પ્રાથમિક કેલવણી ઠામ ઠામ પસરે ને પ્રાથમિક કેળવણી જેમણે સંપાદન કરી હોય તેમના જ્ઞાનનો વધારો ને વિકાસ થાય તેવા બરનું સાહિત્ય પેદા થાય ત્યાં સુધી તો ગ્રામ્ય શરાફી મંડળીની હાલત હાલ છે તેવીજ–લગભગ તેવીજ રહેવાની, તેને સુધારવાનો માત્ર એકજ રસ્તો છે તે એ કે તેના વહીવટમાં જે જ્ઞાનની ખોટ યા ખામી છે તે બહારથી પુરવી.

તે કેવી રીતે પુરાય? એ પ્રશ્ન જરા વિચારવા જેવો છે. કેવળ સેવા ભાવનાથી એ પ્રશ્નનો ઉકેલ થાય એમાં જરા શક રહે છે. શહેર કે તાલુકાના મુખ્ય કસબાનો વતની ગ્રામ્ય શરાફી મંડળીની સેવા કરે તે બદલ તે સહજ બદલાની આશા રાખે; અને જો તે બદલો એક યા બીજા સ્વ-રૂપમાં તેને આપવાની આપણે ગોઠવણ કરીએ તો તે બદલો આપનાર ને લેનાર બંનેને શોભા ભરેલું ગણાય. તાલુકા ને ડિસ્ટ્રીકટ લોકલ બોર્ડના સભ્ય તરીકે બીરાજવાની ઘણાને હોંસ હોય છે. તેઓ તેમાં પોતાનું માન સમજે છે, તે વ્યાજબીજ છે. તે સાથે તેઓને જન સેવા કરવાની તક મળે છે, જે બીજાને મળતી નથી. આવી જનસેવા કરવાની તક મેળવવાની આપણી પાસે જેઓ આશા રાખતા હોય તેને આપણે વ્યાજબી રીતે કહી શકીએ

"તમને જો જનસેવા કરવાની ખરી લાગણી હોય તો તમે તે જનસેવા નિઃસ્વાર્થપણે કરશો, જોઇતા વખતનો, દ્રવ્યનો ને બીજો આત્મભોગ આપશો, તેવી અમારી નાની નાની મંડળીઓ ઉપર કામ કરી ખાત્રી કરી આપો તો અમે બધા અમારા બધા મત એક સામટા તમારા લાભમાં નોંધાવી તમને તાલુકા બોર્ડ કે ડિસ્ટ્રીકટ બોર્ડમાં જવાની જોગવાઇ કરી આપીશું, એટલુંજ નહીં પણ બીજાઓને પણ તેમ કરવા ભલામણ કરીશું. તમે અમારા ઉપર ઊપકાર કરો તેનો બદલો અમે દશ ગણો વાળીશું. વ્યવહારિક દૃષ્ટિએ આમ "બદલો" કરવો એમાં કાંઇ ખોટું નથી.

પરંતુ ગ્રામ્ય શરાફી મંડળીઓ એ પ્રમાણે ત્યારેજ કરી શકે કે જ્યારે તેમના પેટા કાનુનોમાં મંડળીના સભાસદની બહારથી પણ વ્યવસ્થાપક કમીટીના સભાસદ નીમવાનો અધિકાર તેમને આપવામાં આવે અને તે મેળવા સારૂ તેમની મંડળીના પેટા કાનુનોમાં જોઇતો ફેરફાર કરવામાં આવે.

એ પ્રમાણે થતાં જરૂર વખત લાગશે. દરમ્યાન જો ગ્રામ્ય શરાફી મંડળીઓ કોઓપરેટીવ ઇન્સ્ટિટયુટ સુરત શાખા ને સુરત ડિસ્ટ્રીકટ બેંકના એકેક સભ્યને પોતાની વાર્ષિક સભામાં હાજર રહેવાને પોતાના કામમાં સલાહ આપવા નિમંત્રણ કરે તો તેમનું કામ વધારે પદ્ધતિસર ચાલશે એટલુંજ નહીં પરંતુ ગ્રામ્ય શરાફી મંડળીના કારભારથી જેમ જેમ તે લોકો માહિતગાર થતા જશે તેમ તેમ હાલ જે અણવિશ્વાસ સ્વાભાવિક રહે છે તે દૂર થતો જશે ને લેવડદેવડ વધારે છુટથી થશે.

## ઠરાવનો ખરડો.

ગ્રામ્ય શરાફી મંડળીઓને શહેરના માણસોની સલાહનો લાભ મળે અને તે મંડળીઓનું કામ પદ્ધતિસર થાય તે માટે આ પરિષદ બધી મંડળીઓને નીચે પ્રમાણે ભલામણ કરે છે. :—

૧. ગ્રામ્ય શરાફી મંડળીઓએ પોતાની વાર્ષિક સાધારણ સભા મેળવવાના ખબર સેન્ટ્રલ કો-ઓપરેટીવ ઇન્સ્ટીટયુટની સુરત જીલ્લા શાખાને તથા સુરત ડીસ્ટ્રીકટ કો-ઓપરેટીવ બેન્કને આપવા, અને તે બન્ને સંસ્થાઓને પોતાની વાર્ષિક સભામાં એક એક પ્રતિનિધિ મોકલવા વિનંતિ કરવી.

૨. ગ્રામ્ય શરાફી મંડળીઓએ પોતાની લેવડદેવડનો આંકડો તથા તેનો તારીજો દર મહિને તૈયાર કરવો અને તે આંકડો તથા તારીજો સુપરવાઇઝીંગ યુનીઅન પર અગર સુરત ડીસ્ટ્રીક્ટ બેન્ક પર મોકલી આપવો.

૩. શહેરના માણસોને વ્યવસ્થાપક પંચના વધારાના સભાસદ તરીકે નીમવાની ( co-opt કરવાની ) સત્તા પેટા કાનુનમાં મેળવવી.

---

વિષય ત્રિજો.

# ગ્રામ્ય શરાફી મંડળીઓના પેટા નિયમોમાં સુધારા વધારા સંબંધી.

લેખકઃ—વી. સી. જાદવ, બી. એ.
ઓનરેરી ઓરગેનાઇઝર સુરત.

(૧) ગ્રામ્ય શરાફી મંડળીમાં સભાસદો સ્થાયી રસ લે તે માટે પેટા નિયમમાં કાંઇક ગોઠવણ કરવાની જરૂર છે એ વાત સહકારી હિલચાલમાં કામ કરનાર દરેક જણને સમજાવા લાગી છે. સભાસદ સ્થાયી રસ લે તે માટે મંડળીમાં તેની કાંઇક મુડી હોવીજ જોઇએ. એક રૂપીઓ આપ્યો એટલે સભાસદ થયા અને મંડળી કોઇક વખત ફડચામાં જાય અને જરૂર પડે તો અનિયમિત જવાબદારી ભોગવવાનો વખત આવે તેને લીધે મંડળીના સભાસદો મંડળીના કાર્યમાં રસ લે નહિ; તેથી દાખલ ફી ઉપરાંત સભાસદ તરીકે ચાલુ રહે ત્યાં સુધી ન ઉપડી શકે એવી થાપણ અગર શેર કેપીટલ દાખલ કરવી ઘણીજ જરૂરની છે.

(૨) સહાયકારી મંડળીઓ પોતાના સભાસદોને નાણાં બચાવતાં શીખવવા માટે છે અને જો તે મંડળીઓ પોતાના સભાસદોને નાણાં બચાવતાં શીખવે નહિ તો મંડળીઓ કાઢવાનો એક અગત્યનો મુદ્દો પાર પડે નહિ. માટે મંડળીના દરેક સભાસદો પોતાની બચાવવાની શક્તિ પ્રમાણે ફરજ્યાત થાપણ દર વર્ષે મુકવીજ જોઇએ. પૈસા વ્યાજે લેવા હોય ત્યારે મંડળીને પૂછતાં આવવું અને પછી મંડળીને રામરામ કરવા એ વાત ઝાઝો વખત સહન થઇ શકે એવી નથી, અને તેથી દરેક સભાસદે જેટલી વાર્ષિક ફર

થાપણ મુકવા સ્વીકાર્યું હોય તેનાથી ચાળીસ ગણી કરતાં વધારે રકમ માટે તેની સાખ નક્કી થવી જોઇએ નહિ. વાર્ષિક ફરજ્યાત થાપણ જમે મુકવામાં કસુર કરનારને કાંઇક શિક્ષા કરવાનો પ્રબંધ પણ રચાવો જોઇએ.

(૩) નાણાં ધીરવાની હદ ઠરાવી નાખવાને એવી વ્યવસ્થા રાખવી જોઇએ કે વાર્ષિક સાધારણ સભાના દરેક સભ્યનું ધીરવાની હદ નક્કી થઇ શકે. અને હદ નક્કી કરવામાં નીચેની બે બાબતો દરેક સભાસદના સંબંધમાં ધ્યાનમાં રાખવી.

(૧) દર વર્ષે ફરજ્યાત થાપણ કેટલી મુકે છે (૨) અને કેટલી જમીન ખેડે છે.

ખેતી સુધારવાના વિગેરે ઉપયોગી કામ માટે નાણાં જોઇતાં હોય અગર તેવા કામ માટે કોઇનું દેવું કર્યું હોય તો તે પતાવવા માટે રૂા. ૭૫૦ કરતાં વધારે રકમ આપી શકાવી જોઇએ. પણ તેવી ધીરધાર કરવા માટે જોઇતાં નાણાં સુરતની જીલ્લા બેન્કમાંથી લેવાવાં જોઇએ એટલે કે થાપણો મેળવીને આવી વધારે પડતી ધીરધાર થઇ શકે નહિ. થાપણો મેળવીને આવી મોટી ધીરધાર કરી હોય તો હાલ રજીસ્ટ્રારની મંજુરી મેળવીને ધીરધાર થાય છે તે વહિવટ ચાલુ રાખવો.

(૪) વ્યાજના દર સબંધે હાલની પદ્ધતિ વ્યવહારૂ લાગતી નથી. વધુમાં વધુ વ્યાજનો દર લેવાનો હોય તે પેટા કાયદામાં જણાવવો એટલે કે સાડાસાત ટકાના વ્યાજે જીલ્લા બેંકમાંથી નાણા મેળવી શકાય છે એટલે રૂા. ૯–૬–૦નો વ્યાજનોદર વધારેમાં વધારે વ્યાજનો દર હોવો જોઇએ. પણ જે મંડળીઓ પાંચ સાડાપાંચ અગર છ ટકાને વ્યાજે પોતાને જોઇતા બધા નાણાં મેળવી શકે તે મંડળીઓને પોતાની વાર્ષિક સાધારણ સભામાં વ્યાજનો દર એક વર્ષ માટે ઓછો કરવાનો ઠરાવ પસાર કરીને તેનો અમલ કરવાની વ્યવસ્થાપક કમિટિને શા માટે સત્તા નહિ આપવી જોઇએ એ વેપારી દૃષ્ટિએ સમજી શકાતું નથી.

(૫) મંડળીના હેતુઓ વિશાળ હોવાની ઘણી જરૂર છે. સહકારી મંડળીઓ ફક્ત નાણાં ધીરવા માટેની સંસ્થાઓ નથી પણ મંડળીના સભાસદોની આર્થિક, નૈતિક અને સામાજીક બધી જાતની સ્થિતિમાં સુધારો કરનારી સંસ્થા છે. મંડળીના સભાસદોની ઐક્યતા એજ આ મંડળીઓનો આત્મા છે અને તેથી મંડળીના સભાસદોના એકત્ર પ્રયાસથી આર્થિક

જોખમદારી લીધા સિવાય જે જે કાર્યો થઇ શકે તે બધાંજ મંડળીએ કરવાના છે. મંડળીના સભાસદોમાં તેમજ સભાસદોના છોકરાઓમાં કેળવણીનો ફેલાવો કરવો એ મંડળીનું મહાન્ કામ છે. મંડળીના સભાસદોમાંથી દારૂ તાડીની બદી નાબુદ કરવી એ પણ મંડળીએ કરવાના કાર્યોમાં ઉત્તમ પ્રકારનું કાર્ય છે. વિદેશી સહકારી મંડળીઓનો ઇતિહાસ વાંચતાં આપણે જાણ્યું છે કે પાદરીઓ દર રવિવારે પુલ્પીટ ઉપરથી ભાષણ કરીને જે ખોટી ટેવો છોડાવી શક્યા નથી તે ખોટી ટેવો કોઇપણ જાતની ઉહાપોહ વિના સહકારી મંડળીઓ છોડાવી શકી છે.

આપણા દેશના લોકો સામાજીક કાર્યોમાં મોટો ખર્ચ કરે છે એ વાત જાણીતી છે તે ખર્ચ કમી કરવા માટે પ્રયાસ કરવાનો મંડળીનો હેતુ હોય તો તે અયોગ્ય નહિ ગણાય. તેવીજ રીતે ગામના રસ્તાઓ સુધારવાનું કામ મંડળીના સભાસદો એકત્ર પ્રયાસથી આદરી શકે

(૬) કોરમ...હાલ, મંડળીના સભાસદોની એકંદર સંખ્યાના ⅖ અગર ૨૫ સભાસદો પૈકી જે સંખ્યા ઓછી હોય તેટલાનું કોરમ ગણવામાં આવે છે. ખરેખરૂં કહીએ તો પેટા નિયમોનો ભંગ ન થયો હોય એવી રીતે ઘણીજ થોડી મંડળીઓની વાર્ષિક સભાઓ મળે છે. ક્યાં તો દશ દીવસની નોટીસ અપાતી નથી અગર તો જોઇતું કોરમ થતું નથી અને તેથી કેટલેક ઠેકાણે જનરલ મીટીંગના હેવાલ ઉપર ૨૫ સાભસદોની સહી લેવામાં આવે છે. કેટલેક ઠેકાણે ૨૫ સભાસદો એકઠા કરવામાં કાર્યવાહકોના ફાંસોટા વેરાઇ જાય છે અને તેમને ઘેર લગ્ન આવ્યા હોય તે પ્રસંગે જેમ તેડાં નોતરાં કરવામાં આવે તેવી રીતે તેડાં નોતરાં કરીને મહા મુશ્કેલીએ ૨૫ જણ એકઠા કરાય છે. મે. રજીસ્ટ્રાર સાહેબને આ હકીકત જાહેર કરી અમે વિનવીએ છીએ કે એક વર્ષની નિઃસ્વાર્થ સેવાને અંતે લોકોની આ પ્રમાણે પળસી કરવી પડે તો મંડળીના ચેરમેનપણાનું માન મેળવવાને કેટલા નિસ્વાર્થ વૃત્તિવાળા માણસો તૈયાર થાય ? માટે સારા માણસોનો મંડળી તરફનો ઉત્સાહ કાયમ રાખવો હોય તો કોરમ સભાસદોની સંખ્યાનો ચોથો ભાગ અગર ૧૫ એ બેમાંથી જે સંખ્યા ઓછી હોય તેટલાનું કોરમ કરી નાખવું જોઇએ.

## (૭) વ્યવસ્થાપક કમિટિ.

વ્યવસ્થાપક કમિટિમાં બે શહેરના માણસોને કો-ઓપ્ટ કરવા જોઇએ. એક ઇન્સ્ટીટ્યુટની શાખાના પ્રતિનિધિને અને એક જીલ્લા બેન્કના પ્રતિનિધિને

અને મંડળીની કમિટિ બરાબર તૈયાર થઇ ગઇ છે એમ મે. રજીસ્ટ્રાર સાહેબને લાગે એટલે કો–ઓપ્રેડ સભાસદો બંધ થઇ શકે એવું ધોરણ અખત્યાર કરવું જોઇએ.

કમિટિની મિટીંગમાં આગલા મહિનાની લેવડદેવડનો તારીજ મુકાવો જોઇએ એટલુંજ નહિ પણ જે જે સભાસદો પર મુદત વીતી ગયેલ લેણું થયું છે તે સભાસદોના નામ તથા તે દરેક પાસે લેણી નીકળતી રકમ કમિટિ સમક્ષ મુકવી જોઇએ અને કમિટિની મીનીટ બુકમાં તે લખાવી જોઇએ. કમિટિની મીનીટ બુકમાં આગલા મહિનાની છેલ્લી તારીખનું કાચું સરવાયું દર મહિને રજુ થવું જોઇએ. કમિટિની મીટીંગમાં પ્રોસીડીંગની એક નકલ સુપરવાઇઝીંગ યુનીઅન પર અગર સુરત જીલ્લા બેન્ક પર મોકલાવી જોઇએ.

(૮) વાર્ષિક સાધારણ સભા.

વાર્ષિક સાધારણ સભાની નોંધમા નીચેની બાબતો પણ લખાવી જોઇએ.

વરસની આવક અને ખર્ચ: અને પુંજી અને દેવું; તથા નફા અને તોટાના આંકડાસહિત પાછલા વર્ષના કામનો કમિટિનો જે રીપોર્ટ હોય તે વાર્ષિક સભાની મિનિટ બુકમાં લખાવો જોઇએ.

પત્યેક સભાસદને ધીરવાની રકમની હદ ને જે મિલ્કત ધારણ કરતો હોય તે અગર જેટલી જમીન સાથે રાખતો હોય તે તેમજ ખેતી ઉપરાંત બીજો કાંઇ ધધો કરતો હોય તે વિગેરેનું પત્રક તૈયાર કરી તે વાર્ષિક સાધારણ સભાની મીનીટ બુકમાં લખી લેવાવું જોઇએ.

ઉપર જે સુધારાઓ સુચવ્યા છે તેનો અમલ કરવાને હાલની મંડળી-માંથી ઘણી થોડી તૈયાર હશે પણ જે મંડળીઓ તૈયાર હોય, જે મંડળીઓને ખાતાં તરફથી 'અ' વર્ગમાં મુકવામાં આવી હોય અને જે મંડળીના કારભારમાં શહેરના ભણેલાં માણુસો રસ લેવાને તૈયાર હોય તેવી મંડળીઓનું કામ કરવાનું ક્ષેત્ર શામાટે વિશાળ કરી આપવું નહિ? અલબત આપણો આશય બધીજ મંડળીઓને વિશાળ ક્ષેત્રવાળી બનાવવાનો છે. પણ તે આશય પાર પડતાં જેટલો વિલંબ લાગે તેટલો સહન કરવા

આપણે તૈયાર છીએ, તેમ છતાં પણ સહકારી હિલચાલ તરફ લોકલાગણી વધારે મજબુત થાય અને કેટલેક ઠેકાણેથી તે હિલચાલ પરત્વે કટાક્ષ કરવામાં આવે છે તે બંધ પડી લોકો એકત્ર થઇને કામ કરવાની આપણી પદ્ધતિને ખરેખરી કામધેનુ સમજી શકે એવું જો આપણે ઇચ્છતા હોઇએ તો તો આપણું કાર્ય ક્ષેત્ર વિશાળ થવુંજ જોઇએ.

ઠરાવનો ખરડો.

ગ્રામ્ય શરાફી મંડળીઓ ખેતીની ઉન્નતિ કરવામાં પુરતી મદદ કરી શકે તેમજ મંડળીના સભાસદોની આર્થિક, નૈતિક અને સામાજીક સ્થિતિ સુધારવામાં જોઇતો ફાળો આપી શકે તથા ગામડાનો બધો વ્યવહાર ફાયદા પડતો થાય તેવા સુધારા ગ્રામ્ય જીવનમાં દાખલ કરી શકે તે માટે ખાતા તરફથી તૈયાર કરેલા પેટા નિયમોમાં કેટલાક સુધારા કરવા ઇષ્ટ છે. તે સુધારા નક્કિ કરવાને નીચેના પાંચ જણની એક કમિટિ નીમવામાં આવે છે.

---

વિષય પાંચમો.

# ગ્રામ્ય શરાફી મંડળીઓના હિસાબોના ફોર્મમાં તથા હિસાબની પધ્ધતિમાં કેટલાક સુધારા વધારા કરવા સંબંધે તેમજ કોટન સેઇલ મંડળીઓના ફોર્મો નવા તૈયાર કર્યા છે તે મંજુર કરવા સંબંધે:—

લેખક:—રા. રા. વંદ્રાવન છોટાલાલ જાદવ બી. એ.
મેનેજીંગ ડીરેક્ટર.
સુરત પીપલ્સ કો-ઓપરેટીવ બેંક લી૦

ગ્રામ્ય શરાફી મંડળીઓના હિસાબોના ફાર્મમાં તથા હિસાબની પધ્ધતિમાં કેટલાક સુધારા વધારા કરવા સંબંધે:—

ગામડાની શરાફી મંડળીઓની હિસાબી પધ્ધતિમાં નીચેના ફેરફાર કરવાની જરૂર છે:—

૧. સભાસદો પાસેથી દશ વર્ષની બાંધી મુદતની જે થાપણો કાપી લેવામાં આવે છે તે બીજી થાપણો સાથે મેળવીને બતાવવામાં આવે છે તેમ નહિ બતાવતાં આ થાપણો અલગ બતાવવી જેથી દર વર્ષે તેમાં કેટલો વધારો થાય છે તે નજર પર આવે.

૨. બાંધી મુદતની એટલે વરસની બંધીની થાપણોનો આંકડો પણ હિસાબમાં જૂદો બતાવવો જોઇએ; તેમજ ચાલુ થાપણો કેટલી છે તે પણ જૂદી બતાવવી જોઇએ અને આ દરેક જાતની થાપણ માટે જૂદી ચોપડી જોઇએ.

૩. દર વર્ષે તા. ૩૧મી માર્ચે ધીરેલાં નાણાંનું વ્યાજ દરેક ખાતામાં ઉધારી દેવુ જોઇએ: અને નાણાં ધીરતી વખતે એવી સરત કરવી જોઇએ કે દર વર્ષે તા. ૩૧મી માર્ચે તથા મુદ્દલ રકમ આપવાની થશે ત્યારે એ પ્રમાણે વ્યાજ લેવામાં આવશે અને જેને નાણાં ધીરવામાં આવ્યા હોય તેણે ૩૧મી માર્ચથી ત્રણ માસ સુધીમાં વ્યાજ રોકડું આપવુ પડશે. આ રીત ગ્રહણ કર્યાથી મંડળીને કેટલી આવક છે. આવક સાથે સરખાવતાં ખર્ચનું પ્રમાણ વ્યાજબી છે કે નહિ તે ધ્યાનમાં રહી શકે.

૪. મંડળીના દફતરમાં જનરલ ખાતાવહી દાખલ કરવી જોઇએ અને તે ખાતાવહીમાં નીચેના ખાતાનો હિસાબ રખાવો જોઇએ :—

૧. જીલ્લા બેંકના શેરમાં રોકેલી રકમનું ખાતું.
૨. ડેડ સ્ટોક ખાતુ.
૩. રીઝર્વ ફંડ ખાતું.
૪. નફા ટોટા ખાતું.
૫. જીલ્લા બેંકમાંથી લીધેલી લોન ખાતું.
૬. જીલ્લા બેંક સાથેનું ચાલુ ખાતું.
૭. જીલ્લા બેંક સાથેનું બાંધી મુદતની થાપણ ખાતું
૮. જીલ્લા બેંક સાથેનું સેવીંગ ખાતું.
૯. વ્યાજ ખાતું.
૧૦. ખર્ચ ખાતું.

૧૧. એકંદર ચાલુ થાપણ ખાતું

૧૨. એકંદર મુદતી થાપણ ખાતુ.

૧૩. એકંદર ધીરેલી લોન ખાતું

ઉપર જણાવેલા કેટલાક ખાતાઓ હાલ કાગળ-ઉપરજ રખાય છે તેથી જો મંડળીઓમાં જનરલ લેજર રાખવાની પધ્ધતિ દાખલ કરવામાં આવે તો તે ખાતાઓનો હિસાબ કાગળ પર રહે નહિ પણ પધ્ધતિસર રહી શકે.

૫. દરેક મંડળીમાં દર મહિનાની છેલ્લી તારીખ સુધીનો રેકર્ડ મેળમાંથી જમા ખર્ચનો ખાતાવાર તારીજ કઢાવો જોઇએ અને તે તારીજ ઉપરથી જનરલ ખાતાવહીમાં રકમો ખતવાવી જોઇએ અને ખતવણી થયા પછી દરેક મહિને કાચું સરવાયું (Trial Balance) કઢાવુ જોઇએ અને આ કાચું સરવાયું જ્યારે વ્યવસ્થાપક કમિટિ મળે ત્યારે તમા રજુ કરવુ જોઇએ.

ઠરાવનો ખરડો.

આ પરિષદનો એવો અભિપ્રાય છે કે ગ્રામ્ય શરાફી મંડળીઓના હિસાબના ફાર્મમાં તથા હિસાબી પધ્ધતિમાં કેટલાક સુધારા વધારા કરવાની જરૂર છે. તે નક્કી કરવા માટે નીચેના પાંચ જણાની એક કમિટિ નીમવામાં આવે છે. તે કમિટિએ સુરત કો-ઓપરેટીવ ઇન્સ્ટીટયુટ મારફતે મ્હે. રજીસ્ટ્રાર સાહેબને વિગતવાર સૂચના ત્રણ મહિનામાં કરવી.

---

વિષય છઠ્ઠો.

# સુરત જીલ્લા બેન્કમાં મંડળીઓના ચાલુ ખાતાં ખોલાવવા સંબંધે તથા તે ખાતાંઓ પર જોઇતો ઓવર ડ્રાફ્ટ આપવા સંબંધે.

લેખક:—રા. રા. પરષોત્તમ ઇચ્છારામ પટેલ.
ડીસ્ટ્રીકટ ઓનરરી ઓરગેનાઇઝર સુરત.

સુરત જીલ્લામાં આવેલી તમામ સોસાયટીઓએ પોતાના ગામની સોસાયટીના દરેક સભાસદને આખા એક વરસમાં ખેતી વિગેરેના ખર્ચ માટે

કરજે કેટલા નાણાંની જરૂર પડશે: તથા તે સિવાય બીજા પરચુરણ ખર્ચ માટે કેટલા રૂપીઆ જોઇશે: તે બન્ને રકમો માટે સભાસદ કેટલા એકર જમીન ખેડે છે, તેના પ્રમાણમાં ખર્ચનો અડસટો કરી, તે વરસમાં તેટલી રકમની સભાસદની શાખ ઠેરવવી. એ મુજબ તમામ મેંબરોની શાખ ઠેરવી કુલ જેટલી રકમ થાય, તેટલી રકમ સુરત ડિસ્ટ્રીક્ટ કો-ઓપરેટીવ બેન્કમાં ઓવર ડ્રાફ્ટ તરીકે મંજુર કરાવવા માટે મેનેજીંગ કમિટિમાં ઠરાવ કરી તમામ કાગળો બેન્ક તરફ મોકલી આપવા. બેન્ક ઓવર ડ્રાફ્ટની મંજુરી આપેથી જે જે વખતે જેટલી રકમની જરૂર હોય. તેટલી તેટલી રકમ મજકુર બેન્ક ઉપર ચેકો લખી મગાવી લેવી અને જેમ જેમ મજકુર સોસાયટી પાસે વસુલાતની રકમો આવતી જાય, તેમ તેમ ઓવર ડ્રાફ્ટમાં જમા અપાવતા જવું. આવી રીતે એક એક વર્ષને માટે ઓવર ડ્રાફ્ટ મંજુર કરાવી રાખવા. બીજે વર્ષે એજ મુજબ સભાસદોની ખેડવાની જમીનમાં ફેરફાર થાય તે મુજબ વધારે યા ઓછી રકમ મંજુર કરાવવી. આવી રીતે જીલ્લા બેન્ક સાથે ચાલુ ખાતાં ખોલી દરેક મંડળી વહિવટ કરશે, તો વ્યાજની રકમમાં બહુજ ફાયદો થશે, એટલુંજ નહિ પણ નાણાં મેળવતાં બીલકુલ વિલંબ થશે નહિ.

ઠરાવનો ખરડો.

આ પરિષદની એવી ભલામણ છે કે દરેક સહકારી મંડળીએ સુરતની જીલ્લા બેન્કમાં ચાલુ ખાતું ખોલવું અને બેન્ક પાસે દરેક મંડળીએ "મેકસીમમ ક્રેડીટ" નક્કી કરાવવી અને તે ક્રેડીટને આધારે ચાલુ ખાતા પર જોઇતી રકમ ઉપાડવાની ગોઠવણ કરવી.

---

વિષય સાતમો.

# સુરત જીલ્લાના બધા તાલુકાના મુખ્ય કસ્બામાં સુરત ડીસ્ટ્રીકટ બેંકની એજન્સી ખોલવા સંબંધે.

લેખક:— રણછોડજી જોગીભાઈ
ચેરમેન,
તલાવ ચોરા સોસાયટી.

તાલુકામાં જીલ્લા બેન્કની એજન્સી સ્થપાય તો મંડળીઓને વખતો

વખત કરજ લાવવા તથા ભરવા સગવડ પડે. અને તેના વહિવટ ઉપર સુપરવાઇઝીંગ યુનીઅનના સુપરવાઇઝરની દેખરેખ હોય તો મંડળીઓને ઘણી સગવડ પડે. એજન્સીની ઓફીસમાં દરેક મંડળીના સભાસદનું મિલ્કત પત્રક પટેલ તલાટીની સહી સાથે રાખવા; જેથી મંડળીના કાર્ય કરતાને સવડ પડે ચાલુ સ્કીમમાં મંડળીને બેંક પાસેથી કરજ લેવું હોય ત્યારે બાકી પત્રક તથા મિલ્કત પત્રક દર વખતે બનાવવું પડે છે. જેમાં કાર્ય કરતાઓ પોતાના આળસને લઇને બેંક પાસેથી નાણાં મેળવવામાં વખતો વખત વિલંબ કરે છે અને સભાસદોને જરૂર પડે બીજા શાહુકારો પાસેથી ભારે વ્યાજના નાણાં કાઢવા પડે છે. તેથી આવી ગોઠવણ થાય તો મંડળીનો વહિવટ સુધરવા સંભવ છે.

મંડળીમાં દાખલ થયલા કોઇ સભાસદને મંડળીના પેટા નિયમ પ્રમાણે જેટલી રકમ મળી શકતી હોય તેના કરતાં વધુ રકમની જરૂર હોય તો ડીસ્ટ્રીક્ટ બેંકની એજન્સી માર્ફતે નાણું ગણી મિલ્કત ગીરો આપીને નાણાં મેળવી શકે. જીલ્લા બેંક પોતાની એજન્સી માર્ફત પાકી તજવીજ કરીને આ પ્રમાણે નાણાં ધીરી શકે અને તેથી મંડળીના સભાસદને થોડુંક મંડળીનું દેવું અને થોડુંક શાહુકારનું દેવું એવું નહી રાખતા બધી જરૂરીઆત સહકારી સંસ્થામાંથીજ પુરી પાડી શકાય.

## ઠરાવનો ખરડો.

આ પરિષદ્‌નો એવો અભિપ્રાય છે કે દરેક દરેક તાલુકાના મુખ્ય કસ્બામાં અગર બીજા કોઇ સવડ પડતાં ગામમાં સુરત જીલ્લા બેંકે એકેક એજન્સી ખોલવી અને તેમાં નીચે પ્રમાણે કામ કરવું.

(૧) તાલુકાની બધી મંડળીઓને જીલ્લા બેન્ક વતી નાણાં ધીરવા અને ધીરેલા નાણાં વસુલ આવે તે જીલ્લા બેન્ક વતી લેવા.

(૨) તાલુકાની મંડળીઓના સભાસદોને જોઇતી ચીજો ઇન્ડેન્ટ સીસ્ટમ પર પુરી પાડવી.

(૩) ખેતીની પેદાશનો માલ વેચી આપવો અને વેચાવા આવેલા માલની જામીનગીરી પર પુરતું તારણ રાખી નાણાં ધીરવા.

---

વિષય આઠમો.

# સેઇલ સોસાયટી (ખેતીની પેદાશ વેચનારી મંડળી) ખોલીને અગર જીલ્લા બેન્કની એજન્સી મારફતે ખેતીની પેદાશનો માલ વેચવા સંબંધે.

લેખક રા. પરશોતમ ઇચ્છારામ પટેલ, મુ૦ સોંસક.

સુરત જીલ્લામાંના દરેક તાલુકાના ખેડુતો જુદો જુદો માલ ખેતીમાં ઉત્પન્ન કરે છે તેમાં મુખ્યત્વે કરીને કપાસનું વાવેતર વિશેષ થાય છે. અજ્ઞાન ખેડુતો પાસેથી બજારભાવ કરતાં ઓછો ભાવ આપી વેપારીઓ માલ ખરીદી લે છે. અને ખેડુતો જ્યારે માલ તેમને ત્યાં નાખવા જાય છે, ત્યારે વેપારીઓ કહે છે કે, તમારો માલ નમુના મુજબ નથી માટે ઓછા રૂપીઆ આપવામાં આવશે, અને તે સિવાય તોલમાં તોળી લેતાં ઓછો કરે તે જુદો, આવી રીતે ભાવ કીધા પછી પણ જુઠા કળદા કરી અજ્ઞાન ખેડુતોને છેતરે છે.

વેપારીઓ એવા હોય છે કે આખા ગામનો માલ લેવાનો હોય ત્યારે ગામના એક માણસ સાથે મિત્રાચારી બાંધી તેને બીજા કરતાં વધારે ભાવ આપે, અને તેનો માલ તોલમાં ઓછો કરે નહિ, તેમજ કોઇ પણ જાતનો કળદો કરે નહિ, એટલે તે માણસ ગામના બીજા માણસોને સમજાવી, પેલા વેપારીને માલ અપાવે છે, તેમાં કળદા કરી છેતરી લે છે, આવા ખેડુતોને છેતરાવું ન હોય, અને પુરેપુરાં નાણાં મેળવવાં હોય, તો એકજ રસ્તો નીચે મુજબ છે,

દરેક ખેડુત ભાઇઓએ એકત્ર થઇ સેલ સોસાયટી (માલ વેચાણ માટે મંડળી કાઢવાની ખાસ જરૂર છે. હાલમાં આપણા જીલ્લામાં કપાસનો રૂ બનાવી વેચવાની દશ મંડળીઓ કામ કરતી થઇ ગઇ છે. અને તેમાં ખેડુતોને સારો લાભ મળતો થયો છે, તેમાં ઓરપાડ તાલુકામાં આવેલી

સોસક શ્રુપ કોટન સેલ મંડળી આજે આઠ વરસ થયા સારૂં કામ કરે છે તેમાં આજે લગભગ ૪૩૨ સભાસદો થયા છે. આ મંડળીએ દર વર્ષે બીજી મંડળીમાં દાખલ નહિ થયેલા ખેડુતોને જે ભાવ ઉપજે છે તેના કરતાં સરાસરી વધારે ભાવ મેળવે છે. અને તેની વધારાની રકમ લગભગ રૂા. એક લાખ થઇ છે આ એક લાખ રૂપીઆ જે સભાસદો દાખલ થએલા તેના ઘરમાં રહ્યા છે.

આવીજ રીતે ખેડુતો જે જે માલ પકવે છે તે સબળાની સોસાયટીઓ કરી માલ એકત્ર બનાવી મોટા વેપારીઓને નમુના બતલાવી સારા ભાવે વેચી આપવો. બીજા માલમાં નંબરો પાડવા જોઇએ, અને તે એવી રીતે કે જેનો ઉત્તમ માલ હોય, તે પહેલા નંબરમાં, મધ્ય વર્ગનો માલ હોય તે બીજા વર્ગમાં, અને તેનાથી ઊતરતો માલ હોય તે ત્રીજા વર્ગમાં. એ મુજબ એકઠો કરવો. જે જે નંબરનો જે જે ભાવ આવે તે તે નંબરમાં આવેલા સભાસદના માલ ખાતે જમા કરી આપવા. માલ પેટે અગાઉ રૂપીઆ જોઇએ તેને વ્યાજે આપવા.

આવો રીતે સોસયટીઓ સભાસદો શેરો કાઢીને કરે, તો બીજી રીતે નાણાં મેળવવાની જરૂર રહેતી નથી, અને શેરોમાં રોકેલા રૂપીઆનું વ્યાજ મળે, તે પણ સોસાયટીમાં દાખલ થએલા સભાસદોને મળે છે, એટલે તેમાંથી એક પાઇ પણ કોઇ લઇ શકતો નથી.

કામ કરનારા પણ સભાસદમાંનાજ અને ઉતસાહવાળા હોવા જોઇએ અને પ્રમાણિક પણ હોવા જોઇએ. આવા મંડળોથી પરદેશના ખેડુતો પોતાના માલનો ભાવ પોતેજ કરી શકે છે, તેવીજ રીતે જો આપણે મંડળ સ્થાપી કામ કરીએ તો આપણે ઉત્પન્ન કરેલા માલનો ભાવ આપણે નક્કી કરી શકીએ.

આ બધી રીતની મંડળીઓ કરવી પણ તેમાં સારા ભણેલા માણસો ન મળે તો આપણા જીલ્લા બેંકની એજંનસી મારફતે પોતપોતાનો માલ વેચાવવા ગોઠણુ કરવી. કે તેથી જે જે ખેડુતોને દલાલ છેતરી લે છે, તેમાંથી અટકાવ થાય છે, અને ખરો બજાર મળે. સુરત ડી. કો. બેંક દલાલ તરીકે સુરત જીલ્લાના કોઇ પણ ખેડુતનો માલ વેચવી આપવા ગોઠવણુ કરનાર છે. તો તેમાં પણ ખેડુતોને સારો લાભ થશે.

ખેતીની પેદાશનો માલ એકત્ર થઇ વેચવાની જેટલી જરૂર છે તેટલીજ જરૂર ખેડુતોને જોઇતી બધી ચીજો એકત્ર થઇ સામટી મંગાવવી એ પણ લાભકારક છે.

### ઠરાવનો ખરડો.

આ પરિષદ્‌નો એવો અભિપ્રાય છે કે સહકારી હિલચાલથી ખેડુતોને બરાબર લાભ થાય માટે ખેતીની બધી પેદાશનો માલ એકત્ર કરી વેચાણની મંડળી (સેઇલ સોસાયટી) મારફતે વેચવાની જરૂર છે; અને તે ઇરાદાથી જેમ બને તેમ વધારે સેઇલ મંડળી કાઢવા આ પરિષદ્ ભલામણ કરે છે.

જ્યાં સેઇલ મંડળી નીકળી શકે તેમ ન હોય ત્યાં દરેક તાલુકાદીઠ એક એક સુરત જીલ્લા બેન્કની એજન્સી ખોલાવી તેની મારફતે માલ વેચાવવાની વ્યવસ્થા કરવા આ પરિષદ્ ભલામણ કરે છે.

વેચાણની મંડળીના સભાસદોને જોઇતી ચીજો મંડળી મારફતે ઇન્ડેન્ટ સીસ્ટમ પર (આગળથી માલ મગાવવાની યાદી આપીને) મગાવવાની પણ જરૂર છે અને તે કામ બધી સેઇલ મંડળીઓએ ઉપાડી લેવું એવી આ પરિષદ્ ભલામણ કરે છે.

---

### વિષય દસમો.

# સુરત જીલ્લાની કોટન સેઇલ સોસાયટીઓનું રૂ સુરતમાં વેચવા માટે એક સેન્ટ્રલ ડીપો ઓફીસ રાખી તેની મારફતે રૂ વેચાવવા સંબંધે :—

**લેખક :—રા૦ પરશોત્તમ ઇચ્છારામ પટેલ, (સોંસક).**

કોટન સેઇલ મંડળીઓનો કારભાર સારા પ્રમાણિકપણાથી કામ કરનારા મળી આવ્યાથી કામ સારી રીતે ચાલે છે. અને જે વેપારીઓની કનડગત હતી તે બહુજ ઓછી થઇ છે. પણ મંડળી રૂ બનાવે તે વેચવાને માટે જે મુશ્કેલીઓ પડે છે તે દૂર કરવા સારૂ જે પ્રમાણે કપાસ વેચવાની મુશ્કેલીઓ મંડળીઓ થયાથી દૂર થઇ તે મુજબ રૂ વેચનારી મંડળીનું એક

મધ્યસ્થ મંડળ ( ફેડરેશન ) કરવાની ખાસ જરૂર છે. અને તે કરવાથી મુશ્કેલીઓ દૂર થશે.

આ જીલ્લામાં કપાસની દસ મંડળીઓ થઇ છે. પણ હજુ જોઇએ તે પ્રમાણમાં મેમ્બરો દાખલ થયા નથી. અને દરેક ખેડુતોને જે નજીકની સોસાયટી લાગુ પડતી હોય તે મંડળીમાં જરૂર દાખલ થઇ જવું જોઇએ. અને દરેક મંડળી બેથી ત્રણ ત્રણ હજાર ભાર કપાસ એકઠા કરનારી બનશે, ત્યારે ફેડરેશનનું કામ સારી રીતે ચાલશે. ઉપર મુજબનો કપાસ એકઠો થાય ત્યાં સુધી વખત લગાડવો નહિ. ધીમે ધીમે ફેડરેશનની શરૂઆત કરતાં થવું જોઇએ. ફેડરેશન થયા પછી રૂનો ભાવ સારો આવશે. અને સહેલાઇથી વેચી શકીશુ. પણ તે થતાં સુધી સુરતમાં રૂ વેચવા માટે એક સેન્ટ્રલ ડીપો ખોલવામાં આવે તો નમુનો બતાવી માલ વેચવાનુ કામ એક ઠેકાણેથી થાય અને આપણે મોટા લોટમાં માલ આપવા શક્તિમાન હોઇએ તો મોટા વહેપારીઓ ચાહીને આપણો માલ ખરીદ કરે કારણ કે આપણો માલ ભેળસેળ વગરનો હોવા માટે આપણી મંડળીઓએ ખ્યાતિ મેળવેલી છે.

ઠરાવનો ખરડો.

સુરત જીલ્લાની બધી કોટન સેલ્સ મંડળીઓને આ પરિષદ્ એવી ભલામણ કરે છે કે તેઓએ એકત્ર થઇને રૂ વેચવા માટે સુરતમાં એક "સેન્ટ્રલ ડીપો" ખોલવી અને તે ડીપો ઓફીસ મારફતે સુરતની બધી મંડળીઓનું રૂ નમુના બતાવી વેચવાની ગોઠવણ રાખવી.

---

વિષય બારમો.

# સુરત જીલ્લાની બધી મંડળીઓને સુપરવાઇઝીંગ યુનીઅનોમાં જોડાવાની જરૂર.

લેખક રા. રા. રણછોડજી જોગીભાઈ,
ચેરમેન,
તલાવચોરા તા૦ ચીખલી સહકારી શરાફી મંડળી.

દરેક તાલુકામાં સુપરવાઇઝીંગ યુનીઅન સ્થાપવાની જરૂર જણાય છે; તેનું મુખ્ય કારણ એ છે કે ઘણી મંડળીઓમાં લેવડદેવડમાં ઘણી

ખામા ચાલે છે. કારણ કે મંડળીના કાર્યવાહકો ઓછું ધ્યાન આપી કામ કરે છે. જે સભાસદો રીતસર વસુલાત ભરે, તે સભાસદને જરૂર પડે ત્યારે લોન મળતી નથી. જેઓ નિયમસર ભરતા નથી તેમને ચાંપતી ઉઘરાણી થતી નથી અને તેથી તેઓને નાણું ભરવાની દરકાર રહેતી નથી. પરિણામ એ આવે છે કે જે સભાસદો મુદતસર કરજ ભરે છે તેમને જોઇતા નાણાં મુદતસર નહિ મળવાથી તેઓને શાહુકારને ત્યાં જઇ ભારી વ્યાજનાં બોજામાં ઉતરવું પડે છે. એ અડચણ સુપરવાઇઝીંગ યુનીઅન હોય તો દૂર થવા સંભવ છે કારણ સુપરવાઇઝરની દેખરેખથી મંડળીની વ્યવસ્થા જળવાઇ રહેશે અને હાલ જે મંડળીઓ સારી હાલતમાં દેખાતી નથી તે સુધરી જશે.

દરેક ગ્રામ્ય શરાફી મંડળી પર સુપરવાઇઝરની દેખરેખ હોવી જોઇએ; અને મંડળીના કાર્યવાહકોની ચુંટણી કરવાની હોય ત્યારે સુપરવાઇઝરની હાજરીમા તથા તેની સંમતિથી નીમણુંકો થવી જોઇએ કારણ કે ચુંટણીમાં એક બીજાની શરમા શરમીને લીધે બીન અનુભવી માણસોની ચુંટણી થાય છે. જો સુપરવાઇઝરની હાજરી હોય તો તેમ થવા પામે નહિ: અને મંડળી વ્યવસ્થિતપણે ચાલે.

### ઠરાવનો ખરડો.

આ પરિષદનો એવો અભિપ્રાય છે કે ગ્રામ્ય શરાફી મંડળીઓનો વહિવટ સારી રીતે ચાલી શકે અને હુશીઆર દેખરેખ રાખનાર અધિકારીની સેવાનો લાભ મંડળીઓને મળી શકે તે માટે જેમ બને તેમ જલદીથી બધી મંડળીઓને વીસ વીસ મંડળીઓના સુપરવાઇઝીંગ યુનિઅનમાં જોડી દેવી ઇષ્ટ છે.

---

### વિષય તેરમો.

# સુરત જીલ્લાના બધા તાલુકાઓના મુખ્ય મથકમાં એક એક અર્બન બેન્ક સ્થાપવાની જરૂર.

લેખક:—રા. રા. વંદ્રાવન છોટાલાલ જાદવ બી. એ.
ઓનરેરી ઓરગેનાઇઝર સુરત.

અર્બન બેન્ક અગર પીપલ્સ બેન્ક તરીકે જે સંસ્થાઓ ઓળખાય છે તે વિષે થોડી સમજુતી આપવાની રજા લઇશ.

આ સંસ્થાઓ શહેરો અને કસ્બામાં ખોલવામાં આવે છે. જ્યાં વસ્તીમાં ઘડી ઘડી ફેરફાર થાય : લોકો સ્થાયી રહે નહિ ; વસ્તી વધારે હોવાથી એકબીજાના સંબંધ તથા પરિચયમાં ઓછા આવે ; જ્યાં વેપાર ધંધો સારો ચાલતો હોય ; જ્યાં લોકો પાસે જમીન ન હોય પણ થોડુંઘણું રોકડ નાણું હોય એવા સંજોગોમાં અર્બન બેન્ક ખોલવામાં આવે છે. આ સંસ્થાઓના સભાસદોની જવાબદારી નિયમિત હોય છે એટલે જેટલા રૂપીઆના શેર લેવાનું દરેક સભાસદે સ્વીકાર્યું હોય તે શેરની રકમ જેટલુંજ તેને જોખમ લેવું પડે છે. મંડળીમાં વધારે નુકસાન આવે તો તેને માટે દરેક સભાસદ જવાબદાર નથી.

અર્બન બેન્ક અગર પીપલ્સ બેન્ક ફક્ત કારીગરો તથા વેપારીઓ અને દુકાનદાર માટેજ નથી પણ ખેડુતો પણ આવી બેન્કોમાં સભાસદ થઇ શકે છે. જે ખેડુતોને મોટી રકમની જરૂર હોય તે ખેડુતો આવી અર્બન બેન્કોમાં દાખલ થવાનુંજ વધારે પસંદ કરશે. વેપારીઓને ચાલુ ખાતે રોકડ શાખ આપવાનું કામ પણ આ બેન્કો કરે છે તેથી વેપારીઓને નાણાં ઉપાડવાની તથા જેમ જેમ વકરો આવતો જાય અગર માલ વેચાય તેમ નાણાં ભરતા જવાની ઘણી સગવડ મળે છે. આ ઉપરાંત બહાર ગામથી માલ મગાવ્યો હોય તેનાં નાણાં વાળવાનું તથા બહારગામ માલ મોકલ્યો હોય તો તેનાં નાણાં મંગાવી આપવાનું કામ પણ આ બેન્કો કરે છે. દુકાનમાં નાણાંનો બધી જાતનો વહિવટ આવી બેન્કો મારફતે થાય છે. અને જ્યારે આપણા દેશમાં બેન્કીંગ સંસ્થાઓની ઘણી તાણ છે એ વાત ધ્યાનમાં રાખીએ ત્યારે તો અર્બન બેન્કો કાઢવાની કેટલી અગત્ય છે અને ખેડુત, વેપારી, કારીગર, દુકાનદાર તથા નોકરીઆત વર્ગ દરેકને આ સંસ્થા કેટલી ઉપયોગી છે તેનો ખ્યાલ તમે સહેલાઇથી કરી શકશો.

શહેર અને કસ્બામાં સહકાર પ્રવૃત્તિથી થતા ફાયદાઓનો ખરો લાભ મેળવવો હોય તો રૂ. ૫૦૦૦૦)થી વધારે રકમના ભંડોળવાળી ખરેખરી પીપલ્સ બેંકો ઠામ ઠામ ખોલવી જોઇએ અને દરેક શહેર અગર કસ્બામાં એક એક બેંક હોવી જોઇએ.

ઇટાલી દેશમાં પહેલાં શહેરોમાં સહકાર પ્રવૃત્તિનો વા વાયો અને શહેરોમાં આ સંસ્થાઓ ખીલ્યા પછી ગામડાઓમાં આ પ્રવૃત્તિએ પગ પેસારો કર્યો. ઇટાલીના ગામડાઓ કરતાં હિન્દુસ્થાનના ગામડાંઓમાં

નિરક્ષરપણું વધારે છે માટે આ દેશમાં ગામડાનું કામ પહેલું હાથ ધરવામાં આવ્યું છે તેને બદલે જો શહેરનો વેપારધંધો ખીલવવા માટે નાણાંની (શાખની) મદદ આપનાર ઝરો શરૂઆતમાં ખોલ્યો હોત તો આજે ગામડાંએમાં આ પ્રવૃત્તિ જેટલી પ્રસરી છે તેના કરતાં વધારે પ્રસરી હોત. હશે, એ વાત વિવાદાસ્પદ હોવાથી તેના પર વધારે લખવાની જરૂર નથી પણ આટલું તો હવે બધાને લાગ્યું છે કે પદ્ધતિસર કામ કરવા માટે શેહેરોમાં તથા કસ્બામાં હાલ જેટલા કામ કરનાર મળી શકે તેમ છે તેટલા ગામડાઓમાં મળતા નથી. તેથી શેહેરોમાં આ પદ્ધત્તિ સારી રીતે પગભર થાય તો શેહેરોના કાર્યવાહકો ગામડામાં પણ ઉપયોગી થાય.

પરદેશના મુલકો જેવાં કે ઇટાલી, જર્મની વગેરે દેશોના શેહેરોમાં સહકાર પ્રવૃત્તિ ખીલેલી હોવાને લીધે ત્યાંના વેપાર ઉદ્યોગો અને ખેતીને મદદ કરવામાં સહકારી સંસ્થાઓએ કેવા કેવા મહાન્ કાર્યો કર્યાં છે તે વાત તે દેશોના ઇતિહાસ પરથી જાણી શકાય છે અને તે દેશોમાં નાણાંની લેવડદેવડ કરનારી સહકારી ધોરણે ચાલતી એવી મોટી મોટી સંસ્થાઓ સ્થાપવામાં આવી છે કે દેશની સઘળી લેવડદેવડનો મોટો ભાગ સહકારી સસ્થાઓ મારફતેજ કરવામાં આવે છે. પણ હિન્દુસ્થાનને બેંકોની—ખાસ કરીને શેહેરો માટે બેંકોની જેટલી જરૂર છે તેટલી બીજા કોઇ પણ દેશને ભાગ્યેજ હોય. હિન્દુસ્થાનમાં જોઇન્ટ સ્ટોક બેંકો એટલી ધીરે અને અટકતી અટકતી આગળ ચાલે છે કે આ દેશના ઘણા ભાગો બેંન્કીંગ સંસ્થાઓ વગરનાજ હજુ પડી રહ્યા છે. આ ભાગોમાં અર્બન પીપલ્સ બેંકો નાણાંની સવડ આપવાનું કાર્ય ઊપાડી લે તેમ છે.

ઉંચા વર્ગના અને મધ્યમ વર્ગના શેહેરના વતનીઓને સાધારણ બેંન્કીંગ સિદ્ધાંતોમાં કેળવવા માટે અર્બન બેંકો ઉત્તમ સાધન થઇ શકે તેમ છે. જ્યાં જોઇન્ટ સ્ટોક બેંકોની મુખ્ય ઓફીસો નથી તે ગામોમાં અર્બન બેંકો ઘણું ઉપયોગી કામ કરી શકે તેમ છે માટે તેવી સંસ્થાઓ જ્યાં જ્યાં કામ કરનાર મળી આવે ત્યાં ત્યાં ખોલાવી જોઇએ.

હિન્દુસ્થાનના ઉદ્યોગો કેવી રીતે ખીલવી શકાય તે માટે વિચાર ચલાવવાને એક કમિશન થોડા વર્ષો પર નીમવામાં આવ્યું હતું અને તે કમિશને બતાવ્યું છે કે ઇલાકાના મુખ્ય મથકો સિવાયના બીજા શહેરો તથા કસ્બામાં હિન્દુસ્થાનના લોકોનું નાણું વ્યવસ્થિત થઇ શક્તું નથી અને તેથી ત્યાંના

વેપારીઓ તથા કારીગરોને નાણાંની મદદ મેળવવામાં ઘણી મુશ્કેલીઓ પડે છે. અર્બન બેન્કો શહેરો તથા કસ્બામાં લોકોનું નાણું વ્યવસ્થિત કરવામાં ઘણો ઉપયોગી ભાગ ભજવી શકે તેમ છે અને ગ્રામ્ય શરાફી મંડળીઓ (rural Banks) જે કામ ખેડુતો માટે કરે છે તેજ કામ શહેરની સંસ્થાઓ, વેપારી, કારીગર તથા ખેડુતો એ બધા માટે જરા મોટા પાયા પર કરી શકે. હિન્દુસ્થાનમાં ઘણા ન્હાના ન્હાના ઉદ્યોગો હજુ હયાત છે પણ નાણાંની મદદને અભાવે એ ઉદ્યોગો પડી ભાંગતા જાય છે. અર્બન બેન્કો આવા ઉદ્યોગોને પાછાં પગભર કરવામાં ઘણી ઉપયોગી મદદ આપી શકે તેમ છે.

વળી સારી મદ્દર સંસ્થાને અભાવે હિન્દુસ્થાનમાં કેટલાક લોકો વેપાર ધંધા માટે ઉપયોગમાં આવે તેમ નાણું જમે નહિ મૂકતાં ઘરમાં રાખી મૂકે છે તે લોકોને પોતાની દેખરેખ નીચે ચાલતી સારી સંસ્થાઓ પોતાના ઘરને આંગણે હોય તો તેમાં તે રકમ જમા મુકાય અને તેથી રોકડ નાણું એટલે ચાંદીના સીક્કા માટે સરકારને જે મુઝવણ પડે છે તે પણ દૂર થાય. જોકે યૂરોપમાં અર્બન બેન્કો ઘણું અગત્યનુ અને મહાન કાર્ય કરી શકે છે, તેમ છતાં પણ તેનાથી પણ વધારે મહાન્ અને ઉપયોગી કામ કરવા માટે હિન્દુસ્થાનમાં અર્બન બેંકો માટે પુરતું ક્ષેત્ર છે. પણ આ કામમાં ફતેહ મેળવવા માટે સારા નાયકોની જરુર છે. શેહેરોનું અર્બન બેંકોનું કામ ગુંચવણભર્યું અને અટપટુ છે, તેથી તે કામ કરવા માટે કુશળ નાણાં શાસ્ત્રી અને બેન્કીંગના કામમાં નિષ્ણાત માણસો મોખરે હોવાની ઘણી જરૂર છે.

અર્બન બેંકો ચલાવવા માટે સેક્રેટરી કે મેનેજરનુ કામ કરનાર માણસ હિસાબી કામમાં કુશળ હોવો જોઇએ એટલુંજ નહિ પણ બેન્કીંગને લગતા રીતરીવાજો તથા બેન્કીંગને લગતા કાયદાનું પણ થોડું થોડું જ્ઞાન તેને હોવું જોઇએ. બેન્કર અને તેના ઘરાક વચ્ચે શો સંબંધ છે, તેઓની એક બીજા પ્રત્યે કાયદાની ફરજો શી શી છે, ચાલુ ખાતા પર ચેકથી વહીવટ કયે ધોરણે થઇ શકે છે, ચેકની પાછળ એન્ડોર્સમેન્ટ કેવી રીતે થવા જોઇએ, ક્રોસ ચેક એટલે શું, વગેરે વગેરે બાબતોનું જ્ઞાન તેણે મેળવેલું હોવું જોઇએ; તેથી હિસાબી કામની તેમજ બેન્કીંગની તાલીમ મેળવેલા મેનેજરોની આપણને ઘણી જરૂર છે, અને આવી તાલીમ આપવા માટે ઘટતો બંદોબસ્ત થવો જોઇએ.

દરેક તાલુકામાં એક એક પીપલ્સ બેંકની જરૂર છે એ વાત સૌ કોઇ સ્હેલાઇથી સ્વીકારશે પણ જ્યારે એવી બેંકની યોજના કરવાનું કામ હાથ પર લેવામાં આવે છે ત્યારે શી શી મુશ્કેલીઓ પડે છે તેનો ખ્યાલ આપ્યા બાદ તે મુશ્કેલીઓ કેવી રીતે દૂર થઇ શકે તેનો વિચાર કરીશું.

જ્યારે કોઇ કસ્બામાં બેંક કાઢવા માટે આપણે પ્રયાસ કરીએ છીએ ત્યારે તે કસ્બાના ત્રણ ચાર આગેવાન માણસો જેમની પાસે થોડું નાણું હોય છે અને તે નાણાંના બળથી તે ગામમાં પોતાની સત્તા જેઓએ જમાવી હોય છે તેઓને એમ લાગે છે કે આવી બેંક નીકળે તો આપણી સત્તા ચાલી જશે. આપણને નાણાંને બળે જે લાભ મળી રહ્યો છે તે લાભ આપણે મેળવી શકાશું નહિ. આપણે ત્યાં લોકો વગર વ્યાજે નાણાં મુકે છે તે બેંકમાં વ્યાજથી મુકી શકશે માટે આવા માણસો જેઓ ભણેલા, ગામમાં આબરૂ ધરાવનાર અને વેપારમાં કુશળ હોય છે તેઓ આવી બેંક ખોલવામાં પોતાથી બને તેટલી અડચણો નાંખે છે. પરીણામ એ આવે છે કે આપણે તેઓથી ઉતરતા દરજ્જાવાળા અને ઓછી કુશળતા ધરાવનાર માણસો પાસે જવું પડે છે. કસ્બામાં મેનેજર તરીખે કામ કરી શકે એવો યુવાન માણસ મેળવવો મુશ્કેલ થઇ પડે છે અને બહારનો કેળવાયલો માણસ મૂકીને, તેને જોઇતો પગાર આપી શકાય તેવી સ્થિતિ હોતી નથી. આ કારણોને લઇને તાલુકાના મુખ્ય કસ્બામાં પીપલ્સ બેંકો કાઢવાનું કામ ઢીલમાં પડે છે, આપણને એવું સમજાવવામાં આવે છે કે અહીં કોઇને નાણાંની જરૂર નથી. લોકો વ્યાજે નાણાં લેતા નથી અને તેથી અહીં બેંક કાઢવામાં આવશે તો ચાલશે નહિ. જ્યારે કસ્બાના બેચાર સારા માણસો આવી આવી મુશ્કેલીઓ નાંખવાની ઇચ્છા રાખતા હોય ત્યાં કામ કેમ થઇ શકે? પરિણામ એ આવે છે કે કેટલેક ઠેકાણે બેન્કો કાઢી શકાતી નથી અને કેટલેક ઠેકાણે શરમાશરમીથી કાઢવામાં આવે છે તો તેનું કામ ખરેખરી લાઇન પર ચલાવવામાં આવતું નથી. જેને બેંકની જરૂર છે તેઓ માથું ઉંચકી શકતા નથી અને જેને બેંકની જરૂર નથી તે બેંકને પોતાની ગૈર સમજથી દુશ્મન માની બેઠેલા છે. જો બેંકોથી કોઇને પણ વધારેમાં વધારે ફાયદો થઇ શકે તેમ હોય તો તે દરેક કસ્બાના આબરુદાર તથા મીલકતવાળા માણસોનેજ થઇ શકે તેમ છે. પણ આ વાત તેઓને સમજાતી નથી તેથી બેંક

કાઢવામાં તેઓ ખલેલ નાંખે છે. આ મુશ્કેલીઓ દુર થવા માટે બે રસ્તા સૂઝે છે.

જે કસ્બામાંથી એકાદ આબરૂદાર–શરાફી વહિવટથી માહિતગાર અને મિલ્કતવાળો માણસ પોતાના દેશનો વેપાર ધંધો ખીલવવો એમાં સાચું સ્વદેશાભિમાન છે એવી માન્યતા ધરાવનાર તેમજ ઉચ્ચ આશયોવાળો માણસ મળી આવે તે કસ્બામાં અર્બન બેંકો સ્હેલાઇથી ખોલી શકાશે.

અગર તો સુરતની જીલ્લા બેંક પોતાની એજન્સી ખોલીને તે તાલુકાની મંડળીઓ સાથે નાણાંની આપલે પોતાની એજન્સી મારફતે કરે અને કસ્બાના ગામમાંથી જે જે માણસોને નાણાંની જરૂર પડે તેને નાણાં ધીરે અગર જેણે નાણાં જમા મૂકવા હોય તેના નાણાં જમા રાખે. આ પ્રમાણે સુરત જીલ્લા બેંકની એજન્સી થોડો વખત કામ કરે તો આગળ ઉપર સ્હેલાઇથી તે બધું કામ તે કસ્બામાં એક અર્બન બેંક ખોલી તેને સોંપી શકે.

### ઠરાવનો ખરડો.

આ પરિષદ્‌નો એવો અભિપ્રાય છે કે સુરત જીલ્લાના બધા તાલુકાઓના મુખ્ય મથકોમાં એકેક અર્બન બેંક હોવાની જરૂર છે અને તે મુરાદ પાર પડે તે માટે સુરત ડીસ્ટ્રીક્ટ કો-ઓપરેટીવ બેંકે તાલુકાના મુખ્ય મથકોના આશામીઓને ડીસ્ટ્રીક્ટ બેંકના સભાસદ બનાવી એવી શરતે ધીરધાર કરવી કે તે ગામમાંથી બાર માણસો બેંકના સભાસદ થાય એટલે તેઓએ એક અર્બન બેંક સ્થાપવી.

---

### વિષય નવમો.

# સુરત જીલ્લા વિદ્યાર્થી–સહાયક સહકારી મંડળ લી૦ અને તેના લાભ.

લેખક:—રા. રા. [illegible] રાયચંદ [illegible].

૧૯૨૧માં લેવાયલી વસ્તિગણત્રી પ્રમાણે હિન્દની એકંદર વસ્તી ૩૧,૮૯,૪૨,૪૮૦ માણસોની છે. આમાં બ્રિટિશ હિન્દુસ્તાનમાં રહેનારાઓની સંખ્યા ૭૭ ટકા જેટલી એટલે કે ૨૪,૭૦,૦૩,૨૯૩ની છે, આ ચોવીસ કરોડ

અને સીતેર લાખમાંથી આજે નેવું લાખની વસ્તી કેળવણી લઇ રહી છે. એટલે કે, કુલ વસ્તીમાં સેંકડે ૪ ટકા કરતાંએ ઓછા માણસો આજે સરસ્વતીની ઉપાસનામાં લાગેલા છે. આ કુલ વસ્તિના સેકડે ત્રણ ટકા પ્રાથમિક કેળવણી લે છે, જે પરથી જોઇ શકાય છે કે હિન્દમાં કેળવણીનો પ્રચાર કેટલો બધો ઓછો છે? ૧૯૦૧ના વસ્તિપત્રક પ્રમાણે હિન્દમાં લખી વાંચી જાણનારની સંખ્યા ૨૨૫,૦૦,૦૦૦ને આશરે છે, જેમાંની આશરે ૧,૯૭.૫૦,૦૦૦ પુરૂષો અને ૨૭,૫૦,૦૦૦ સ્ત્રીઓ છે. બીજા શબ્દોમાં કહીએ તો હિન્દમાં દર હજારે ૧૨૨ પુરુષો અને ફક્ત ૧૮ સ્ત્રીઓનેજ લખતાં વાંચતાં આવડે છે, એટલે કે, દર સેંકડે ૧૨ પુરુષો અને ૧½ સ્ત્રીઓ લખી વાંચી જાણે છે. આ પ્રમાણે સમગ્ર દુનીઆની મનુષ્ય જાતિના ⅕ જેટલી હિન્દની એકંદર વસ્તિમાં લખી વાંચી જાણનારની સંખ્યા સેંકડે ૭ માણસોની આવે છે. માધ્યમિક કેળવણી લેનારની સરેરાસ દર બસે માણુસોએ એકની આવે છે અને યુનીવરસિટીની ઉંચી કેળવણી લેનાર તો દર ચાર હજારે એકજ છે. રશિયા જેવા યુરોપના પછાત દેશમાં લખી વાંચી જાણનારનુ પ્રમાણ સેકડે ૨૨નું છે, ત્યારે આ દેશમાં ઉપર જણાવ્યું તેમ માત્ર ૭નું છે.

આવી પરિસ્થિતિમાં સહકાર કંઇ કરી શકે એમ છે? અને કરી શકે તો શું કરી શકે એમ છે? સહકાર–પ્રવૃત્તિ હિંદમાં દાખલ થયાને ૨૧ વર્ષ થયા અને ચાર વર્ષ પછી કદાચ તેનો રૂપેરી મહોત્સવ ઉજવાશે. એ પ્રવૃત્તિનું સાન અને વાન બન્ને આવી ગયાં અને તે દરમિયાન પ્રજાની આર્થિક સ્થિતિ સુધારવાને તેણે કમર કસી છે. પંપ ચલાવવા, કપાસ વેચવો, ખાદ્ય અને વપરાશની ચીજો પેદા કરવી અને વેચવી, વ્યાજના સસ્તા દરે નાણાંની ધીરધાર ખેડુતોને અને વ્યાપારીઓને કરવી, રહેઠાણને યોગ્ય ઘરો બાંધવાં વગેરે પ્રવૃત્તિઓ સહકારના ધોરણે કેમ ચલાવાય તે શીખવી સહકારે આર્થિક દૃષ્ટિથી પ્રજા વર્ગના સ્થૂળ સ્વાર્થને નીતિના ધોરણે પોષવાનું કામ આજ સુધી બજાવ્યું છે. હવે તેણે "**विद्या विहीनः पशुः**" અને "**ऋते ज्ञानान्न मुक्तिः**" એ સૂત્રોને દૃષ્ટિમાં રાખી આગળ ચાલવું પડશે, અને તેમ કરી પ્રજાના માનસિક શિક્ષણ માટે જોઇતાં સાધનોને દેવાયલ આગળા ખોલવા પડશે. અને ત્યારેજ તેનો રૂપેરી મહોત્સવ સાર્થ ઉજવી શકાશે.

અન્ય ક્ષેત્રોમાં તેમ કેળવણીમાં પણ સહકારથી ઘણું કરી શકાય. સહકારથી શાળાઓ, મહા શાળાઓ, વિદ્યાર્થીગૃહો વગેરે નમુનેદાર રીતે ચલાવી શકાય, પણ આજે તો એ આદર્શ બહુ દૂર છે, પ્રજાનો મોટો વર્ગ પ્રાર્થમિક શિક્ષણથી વિમુખ રહી શકે એવા સંજોગો આજે બહુ થોડા છે. એટલે આજે પ્રજાનાં બાળકોને, સ્વાશ્રયના ધોરણે, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ માટે જોગવાઇ કરી આપવામાં સહકાર સાધનભૂત બને તોયે તેણે ઘણું કર્યું કહેવાય. સ્વાશ્રય એ સહકારનું અનિવાર્ય તેમજ પ્રથમ અંગ છે. આજકાલ વિદ્યાની વેલીને પરાશ્રયના ઝાડનું આલંબન સ્વીકારવાની જરૂર પડે છે, છતાં વિદ્યા પામેલો મનુષ્ય સ્વાશ્રય ન હોય તો તેની વિદ્યા ફોક થઇ કહેવાય.

સ્વાશ્રયીના ધોરણે કેળવણી અને સહકારનો, કનક અને કુન્દન સમાન, સુંદર મેળ કરવાની શરૂઆત ગુજરાતમાં ચરોતર વિભાગમાં આજથી પાંચ વર્ષ ઉપર રા૦ મોતીભાઇ અમીને કરી, તે પહેલાં મુંબઇમાં ખ્રીસ્તી બાળકોના લાભાર્થે કંઇક એકલડોકલ પ્રયત્ન એ દિશામાં થઇ ચૂકેલો. એ અનુભવથી પ્રેરાઇ સુરત જીલ્લાના વિદ્યાર્થીઓને મદદ કરવા માટે સુરત જીલ્લા વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લી૦ "સુરતમાં હમણાં થોડા વખતથી અસ્તિત્વમાં આવ્યું છે. માધ્યમિક અને ઉચ્ચ, તેમજ ઔદ્યોગિક અને કળા વિષયક શિક્ષણ માટે આ દેશમાં તેમજ પરદેશમાં જઇ અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને નાણાંની મદદ કરવી એ તેનો ઉદ્દેશ છે, એમાં જીલ્લાનો હરકોઇ વતની સભાસદ થઇ શકે છે, થાપણો મુકી શકે છે. અને બક્ષિસો આપી શકે છે. રૂ૦ ૨૫ ) નો નિદાન એક શેર સભાસદે ખરીદવો, તે પર તેને ૪ ટકાથી વધારે નહિ એટલું વ્યાજ આપવું. વિદ્યાર્થીઓને ધીરેલા નાણું ચાર ટકાનું વ્યાજ ( અભ્યાસ દશામાં ) ગણી અને ૬ ટકાનું વ્યાજ ( કમાણીની દશામાં ) ગણી હપ્તાસર પાછા લેવાં, વિદ્યાર્થીઓ પાસે જામીન કે જામીનગીરી અને વિમા પોલીસી લેવી વગેરે આ ટુંકમાં મંડળનું પ્રોસ્પેક્ટસ છે.

આમ આ વિદ્યાર્થીસહાયક સહકારી મંડળ સુરત જીલ્લાની કેળવણી માટે સહકારના ધોરણ પર રચાયલી અને **સ્વાર્થ** અને **પરમાર્થ** ની સંયોગી કડી રૂપ પ્રવૃત્તિ છે. તેમાં સહકારી કે અસહકારી એવો ભેદ નથી. કેળવણી એવા ભેદને જાણતી નથી, ન્યાતજાતના કે

ધર્મપંથના ભેદને પણ તે ગણકારતી નથી એટલે સુરત જીલ્લાના સર્વ કોમને માટે એ મંડળ છે ખેડુતો પોતાના બાળકોને ખેતીની તાલીમ આપવા માટે, કારીગરો તેમને કારીગરી શીખવવા માટે, વેપારીઓ તેમને વેપારમાં પ્રવીણ કરવા માટે—આમ હરેક વર્ગ આ મંડળનો લાભ ઉઠાવી શકે છે.

પણ કણ વેર્યા વિના કણસલામાંથી કળશીના પાકનો ઉતાર થશે એવી આશા રાખવી વ્યર્થ છે મનુષ્ય નિષ્કામ ભાવથી આપવાને સરજાયલો છે, અને પછી તેને લેવાનો અધિકાર પ્રાપ્ત થાય છે Deserve and Desire. આપ્યા વિના પમાતું નથી. એટલે એ મંડળની પ્રવૃત્તિને પોષવાની ફરજ પણ સુરત જીલ્લાની છે.

આજ સુધી આપણે એવી પ્રવૃત્તિઓને દાનવૃત્તિથી પોષતા આવ્યા છીએ, અને તેને પરિણામે શિષ્યવૃત્તિઓ છાત્રાલયો વગેરે સ્થપાયાં છે. એવી દાનવૃત્તિથી કંઇક લાભ થયા છે. ને કંઇક ગેરલાભ પણ થયા છે, લેનાર અને દેનાર બંનેને એક સામટા ઉંચે ચઢાવે તેજ દાન. આ કસોટીએ આપણાં ઘણાં દાનોએ દાનના દેનારને અભિમાનના દોષથી દૂષિત કર્યા છે એ વાત કદાચ સાચી ન માનીએ, છતાં દાનના લેનારાઓનો તેજવધતો ઘણે અંશે ક્ષીણ કર્યોજ છે. શિષ્યવૃત્તિઓ ઘણી સ્થપાઇ છે, પણ તે સર્વ કોમની જરૂરીઆતોને પહોંચી વળે એટલા પ્રમાણમાં તો નહિજ, વળી તે ઘણે ભાગે કોમના લાભાર્થે હોય છે, કોઇ કોઇ કેવળ ગરીબોના ઉત્તેજનાર્થે હોય છે, ઘણીક જૂજ રકમની હોય છે, અને કોઇક કોઇકને વ્હેંચવામાં મામા માશીના પણ થાય છે. આમ જરૂરીઆતના પ્રમાણમાં દરિયામાં બિન્દુ સમાન આ શિષ્યવૃત્તિઓએ આપણું ઝાઝું દળદર ફેડ્યું નથી. ઘણા સ્વમાની અને લાયક વિદ્યાર્થીઓ, જેમને ગરીબાઇનો દાવો કરી હાથ લંબાવવાનું પસંદ નથી કે જેમને ખુશામત કરતાં આવડતી નથી, તેવાઓની કેળવણી યોગ્ય મદદ વિના અધુરી રહ્યાના દાખલા થોકબંધ છે.

દાન અને પાત્રતા એક બીજાને પરસ્પર સોભાવે છે. જ્યાં સમસ્ત જીવનજ થાપણ ( ટ્રસ્ટ ) સમાન છે, ત્યાં ગરીબ તવંગરના ભેદ શરમાવે છે, અને તેથી ભક્તિરૂપ સ્વાશ્રયના ફળ સમાન જ્ઞાનરૂપ સમતા એ સહકારનું બીજું અંગ છે. આ સમતાને લક્ષમાં રાખી સુરત

જીલ્લાની બધી સંસ્થાઓ અને બધાં માબાપો કદાચ પોતાનાં નહિ તે પોતાનાં પડોશીનાં સંતાનો કેળવણી માટે શેર ખરીદીને, થાપણો મૂકીને બક્ષીસ આપીને, પોતાનાથી બનતી બધી મદદ મંડળને ઉદાર ભાવે કરે એટલી આશા તો જરૂર રાખી શકાય. ઇશ્વરની પેઠે જેનું કેન્દ્ર બધેજ હોય એવું સહકારનું એક વર્તુળ કલ્પી શકાએ તો સુરત જીલ્લાની બધી સહકારી મંડળીઓ અને બેન્કો પણ આ વિદ્યાર્થી-સહાયક મંડળનો ઓછામા ઓછો એક શેર તો ખરીદી શકે. વળી તેઓ દર વર્ષે નિયમ પ્રમાણે નફામાંથી પરોપકારાર્થે અલગ કાઢવામાં આવતી રકમનો ઉપયોગ મંડળની પ્રવૃત્તિને પગભર કરવામાં કરે તે કરતાં બીજી કોઇ વધારે સારી રીતે ભાગ્યેજ કરી શકે

વિદ્યા એ પરમ દૈવત છે, તો એ વિદ્યા નિમિત્તે કરેલા દાનમાં પણ પરમ દૈવત છે. વિદ્યાદાન સિવાય દરેક દાનના ફળનો ઉપભોગ મનુષ્ય ગમે તે યોનિમાં કરી શકે છે કોઇએ આ જન્મમાં અન્નદાન, ગૃહદાન કે વસ્ત્રદાન કર્યું હોય, અને તેની ખરી ખોટી રેહેણી કરણીના પરિણામે ભાગ્યવશાત્ તે કોઇ બીજા જન્મમાં પશુપક્ષી જેવી નીચ યોનિમાં અવતરે, તો પણ તે યોનિમા ત અન્નથી, ગૃહથી કે વસ્ત્રથી દુ:ખી ન થાય, એટલે કે તેને ભૂખના, રહેવાના કે ટાઢતાપના દુ:ખથી દુ:ખી થવું ન પડે. વિદ્યાનો સંબંધ અન્ન, ગૃહ કે વસ્ત્રની પેઠે સ્થૂળ શરીર સાથે નથી. તેનો સંબંધ તો મનુષ્યનાં સૂક્ષ્મ મન અને બુદ્ધિ સાથે છે. એટલે વિદ્યાં દાનના ફળનો ઉપભોગ મનુષ્ય મનુષ્ય યોનિમા અવતરીનેજ કરી શકે છે, કેમકે મનુષ્ય યોનિ સિવાય બીજી યોનિયોમાં મન અને બુદ્ધિનો વિકાસ સંભવતો નથી. આમ વિદ્યાદાન મનુષ્યને પણ મનુષ્ય યોનમાં જન્માવે છે, અને તેથીજ **વિદ્યાદાન સર્વ શ્રેષ્ઠ છે.** એવાં દાન કરવાને "સુરત જીલ્લાના વિદ્યાર્થી-સહાયક સહકારી મંડળ" એક ક્ષેત્ર છે, અને તેથી સર્વને તે તરફ આદરભાવથી જોવાની પ્રાર્થના છે.

## ઠરાવનો ખરડો.

આ પરિષદ્ સુરત જીલ્લાના વિદ્યાર્થીઓની કેળવણીના લાભાર્થે શરૂ થયેલ "સુરત જીલ્લા વિદ્યાર્થી સહાયક સહકારી મંડળી લી૦"ની પ્રવૃત્તિ

તરફ પોતાની પૂર્ણ સહાનુભૂતિ દર્શાવે છે અને વર્ષ આખરે નફામાંથી પરોપકાર નિમિત્તે જે રકમ દરેક મંડળીમાં અલગ રાખવામાં આવે છે તેનો સક્રિય ઉપયોગ કરવા માટે સદરહુ મંડળ એક ઉત્તમ સાધન છે એમ ખાત્રીપૂર્વક માને છે; અને તેથી બધી મંડળીઓને તેમજ આ જીલ્લાની કેળવણીમાં રસ લેનાર પરગજુ દિલના ગૃહસ્થોને બની શકે તેટલા શેર ખરીદીને સદરહુ મંડળને સહાય કરવા આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

---

### વિષય પહેલો.

## સહકાર અને સુરતનો કારીગર વર્ગ.

લેખક:—રા૦ રા૦ રામલાલ નવનીતલાલ.

મુગલાઇ સમયથી સુરત કારીગીરીના સ્થાન તરીકે મશહૂર છે. અહિંના કીનખાબ મશરૂ આદિ એટલાં પ્રસિદ્ધ હતાં અને હજી પણ છે કે સિયામ સુધી તેની માંગ છે: એ સૌ સુરતના કારીગરોનીજ કારીગીરી. એ કારીગર વર્ગ ધનવાન નહિ તો સુખી અને બીનકરજદાર તો હોવોજ જોઇએ, પરંતુ તેમ નથી. તેમની સ્થિતિ અત્યારે દેવાદાર છે. તેથી તેનાં કારણ શોધી આપણે તેના ઉપાયો સહકારદ્વારા મેળવવા જોઇએ.

સુરતના કારીગર વર્ગમાં મુખ્ય ત્રણ કોમ છે. ખત્રી અથવા ખતરી, ગોલા અને મુસલમાન. બીજી કોમો અથવા ન્યાતો છે પણ મુખ્યત્વે કરીને તો કારીગરોનો મોટો વર્ગ આ ત્રણ કોમમાંજ સમાઇ જાય છે. તેમાં ખત્રીઓ વણાટ કામમાં, ગોલાઓ કસબના ઉદ્યોગમાં તેમજ થોડાઘણા વણાટમાં અને મુસલમાનો—જરદોશી કામમાં અને વણાટમાં.

આ ત્રણે કોમના કારીગરોના બે વર્ગ પાડી શકાય. દેવાદાર અને બીનદેવાદાર. કેળવણી લઇને, અગર બીજા કોઇ સારા સંસ્કારથી યા તો આજુબાજુના પોતાના કારીગર ભાઇઓની સ્થિતિ જોઇને કેટલાક બુદ્ધિશાળી કારીગરો એટલા સાવચેત થઇ ગયા છે કે તેઓ પોતાના વેપારી શેઠનું યા તો બીજા કોઇ શાહુકારનું દેવું કરવા નારાજ હોય છે. અડી ઓપટીએ ગમે તેમ મુશ્કેલી વેઠીને ચલાવી લે છે પણ હરગીજ દેવું તો નથીજ કરતા;

જ્યારે કેટલાક ન છૂટકે દેવું કરે છે પણ પછી પેટે પાટા બાંધીને પણ પોતાનું કરજ અદા કરે છે. કેટલાક એવા કુસંસ્કારી હોય છે કે પોતે તો દેવું કરે છે એટલુંજ નહિ પણ પોતાના પુત્રોને પણ એ દેવાંનો વારસો આપી જાય છે.

વેપારીઓની તો કારીગરો પ્રત્યે કામ લેવા પુરતીજ સહાનુભૂતિ હોય છે. જે ન્યાતનો કારીગર હોય તેજ ન્યાતનો શેઠ હોય તોપણ તે કારીગરને પોતાના પંજામાંથી છૂટવા દેવા રાજી હોતો નથી. તે છતાં પણ એવા દાખલા મોજુદ છે કે પંદર વીશ વર્ષ પહેલાંનો કારીગર આજે શેઠીઓ થઇ બેઠા છે. પણ એ પણ શેઠ થયો કે પછી શેઠીઆ વર્ગમાંજ ભળે છે.

આ સંજોગોમાં કારીગરોમાં સહકારના પ્રચારનું કાર્ય જેટલું જરૂરનું છે તેટલુંજ મુશ્કેલ અને જોખમવાળું છે. આ કામ માટે પ્રથમ તો કારીગર વર્ગની "ઇકોનોમિક ઇન્કવાયરી" આર્થિક તપાસ થવી જોઇએ. એટલે એ વર્ગમાં કરજદાર અને બીનકરજદારનું પ્રમાણ કેટલું છે તે માલમ પડે. તેમજ બીનકરજદાર વર્ગની સ્થિતિ પણ કેવી છે તે જણાઇ આવે. અને એજ તપાશમાંથી કરજદાર વર્ગને બીનકરજદાર સ્થિતિએ પહોંચાડવાની કુંચી પણ હાથ લાગે. બીનકરજદાર વર્ગમાં કેટલાક એવા પણ જડી આવશે કે જેઓ અગાઉ કરજદાર હશે ને ધીરે ધીરે કરજમાંથી મુક્ત થયા હશે. આવા બીનદેવાદાર વર્ગને સહકારના સિદ્ધાંતો તરત સમજાઇ જશે અને "કરકસર"ના સિદ્ધાંત પર સહકારી મંડળીઓ નિયમિત જવાદારીવાળી ) સ્થાપવાનું આ વર્ગને સૂચવવાથી તેઓ આવી મંડળીઓ કાઢવા તત્પર થશે.

આ મંડળીઓનો ક્રમે ક્રમે વિકાશ થઇ એજ મંડળીઓ પોતાના સભાસદોનો બનાવેલો માલ ભેગો કરીને અથવા સભાસદોની જરૂરીઆતનો માલ ખરીદ કરીને એક એવું મંડળ બનશે કે જે પોતાના સભ્યોને જોઇતો તેમજ તેઓને વેચવાનો માલ વચ્ચેનો નફો ખાનારની સહાય સિવાય ખરીદી તથા વેચી શકશે.

કરજદાર કારીગર વર્ગનું દેવું અદા કરીને તેમાંથી તેમને એકદમ બીનકરજદાર સ્થિતિમાં મૂકવાની સ્થિતિમાં આપણે નથી, ને કદાચ આપણે તેમ કરીએ તોપણ તેમ કરવું ઇષ્ટ નથી; કારણ આ કારીગ-

રોમાં જે કેટલાક સામાજીક તેમજ અંગત દોષો છે તે દૂર થઇને ચારિત્ર બંધાવું જોઇએ ને એ દોષો દૂર કરવા કારીગર ક્યારે લલચાય કે જ્યારે એ પોતાના જેવાજ કારીગર ભાઇને પોતાનાથી ઉન્નત સ્થિતિએ પહોંચેલા જોઇ શકે ત્યારેજ.

પોણો સો ટકા બીનકરજી અને પચ્ચીશ ટકા કરજદાર સભાસદોવાળાં મંડળો સ્થાપવાનો પ્રયાસ આપણે કરવો જોઇએ ને તે પણ હાલ તે "કરકસર" મંડળો તરીકે. એ દિશામાં કારીગરોમાં સહકારના પ્રચારનુ કાર્ય થવાની જરૂર છે ને એજ માર્ગે ક્રમે ક્રમે ઉપર જણાવ્યા પ્રમાણે કારીગર વર્ગ કરજદાર સ્થિતિમાંથી મુક્ત થઇને સ્વતંત્રતા પ્રાપ્ત કરી સહકારનો પ્રચાર પોતાના બંધુ કારીગરોમાં સ્વયં કરશે.

ઠરાવનો ખરડો.

સુરતના કારીગરોની સહકારના ધોરણે આર્થિક તથા નૈતિક સ્થિતિ સુધારવાની ઘણી જરૂર છે એવું આ પરિષદ્ માને છે પણ તે કામ બરાબર રીતે થાય તે માટે સુરતના કારીગરોની આર્થિક દૃષ્ટિએ તપાસ થવાની જરૂર છે. તે કામ કરવાને તથા પ્રચારનુ કામ વધારે સંગીનપણે કરવા માટે અમુક મુદત માટે એક ખાસ પગારદાર ઓરગેનાઇઝરની નીમણુંક કરવા મે. રજીસ્ટ્રાર સાહેબને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

---

વિષય ચોથો.

# ગામડાની મંડળીઓના અભણ માણસોને વાંચતાં લખતાં શીખવવાનું તથા ગામડાઓમાં પુસ્તકાલયો ખોલવા વ્યવસ્થા કરવા સંબંધે.

**લેખક :—રા૦ રા૦ મગનલાલ ગલાલભાઈ પટેલ.**

ગામડાની કો-ઓપરેટીવ સોસાયટીના ઘણા સભાસદો અજ્ઞાન હોવાથી સોસાયટીએ ધીરેલી લોનનો સદુપયોગ થતો નથી અને તેથ

કો-ઓપરેશનનો ઉદ્દેશ ખેડુતોને સારી સ્થિતિ પર લાવવાનો છે તે બર આવતો નથી. માટે ગામડાની સોસાયટીએ કેળવાયલા સેક્રેટરી રાખવા અને જે અભણ સભાસદો હોય તેને રાત્રિ શાળા માર્ફતે કેળવવા અને જે સભાસદો રાત્રિશાળાનો લાભ નહિ લે તેને લોન ધીરવી નહિ અને કેળવણી લેવાની ઉમ્મર ૨૦થી ૪૦ની રાખવી; અને આ ખર્ચને પુગી વળવા પટે રીઝર્વ ફંડનો ઉપયોગ કરવો અને બને તો સેન્ટ્રલ ઇન્સ્ટીટ્યુટ અગર ડીસ્ટ્રીક્ટ બેન્ક મદદ કરવી

ગામડાંમાં કેળવણીની સગવડ હોવા છતાં મેમ્બરોના છોકરા કેળવણી લેતા નથી માટે તેમને રીઝર્વ ફંડમાંથી ચોપડા વિગેરેની સગવડ આપવી અને જે સભાસદ છોકરાઓને કેળવણી આપે નહિ તેને લોન આપવી નહિ આ બદલમાં સોસાયટીના નફામાંથી અડધોઅડધ રકમ ખર્ચ કરવા માટે સોસાયટીને સત્તા આપવી.

ગામડાની દરેક સોસાયટીએ ફરજયાત લાયબ્રેરી રાખવી. અગર ફરતી લાયબ્રેરીના એજન્સી રાખવી.

ગામડાંની સોસાયટીનો ઘણા સભ્યો ઘણે ભાગે અભણ હોવાથી કબુલાત અગર કરજે માંગવાની અરજી પર તેમણે કરેલી સહીઓની જોખમદારી તેઓ સમજતા નથી. અને ફારમમાં શું લખ્યું છે તે પણ સમજતા નથી, અને જેથી પાછળથી ઘણા કજીઆ ઉત્પન્ન થયા છે એટલુંજ નહિ પણ છેવટે લીધેની લોન તેમજ કરેલી સહી પણ કબુલ કરતાં નથી; જેના દાખલા ભેસાંણ તેમજ સીથાણ ગ્રુપ સોસાયટીમાંથી ઘણા મળશે.

બીજું સભાસદો અજ્ઞાન હોવાને લીધે લીધેલી લોનનો સદુપયોગ કરતાં નથી અને પીવા ખાવા વિગેરે બાબતોમાં પૈસા ખર્ચી નાખે છે અને તેથી તેમનું કર્જ વધે છે. અને ખેડુતોને ઉન્નતિના માર્ગે ચઢાવવાનો હેતુ બર આવતો નથી એટલુંજ નહિ પણ ઉલટા કરજમાં વધતા જાય છે તેમજ અજ્ઞાન હોવાથી કોઇ પણ જાતનું સાહિત્ય રજુ કરીએ તેનો પણ લાભ લઇ શકતા નથી.

### ઠરાવનો ખરડો.

આ પરિષદ્દનો એવો અભિપ્રાય છે કે સહકારી હિલચાલ આગળ વધારવામાં લોકોનું નિરક્ષરપણું ઘણું આડે આવે છે તેથી મંડળીવાળા

દરેક ગામમાં રાત્રિશાળા ખોલવાની તથા પુસ્તકાલય ચલાવવાની યોજના ઘડી અમલમાં મુકવાની જરૂર છે. આ બન્ને કામમાં મંડળીઓની ચાલુ આવકનો અમુક ભાગ વાપરવા દેવાની મંડળીઓને છુટ આપવાની મ્હે. રજીસ્ટ્રાર સાહેબને વિનંતી કરવામાં આવે છે. તેમજ સુરત ડીસ્ટ્રીકટ કો-ઓપરેટીવ બેન્ક, મુંબઇ સેન્ટ્રલ કો-ઓપરેટીવ ઇન્સ્ટીટયુટ, સુરત જીલ્લા લોકલ બોર્ડ તથા સરકારના કેળવણી ખાતા પાસેથી બનતી મદદ મેળવવાની જરૂર છે. માટે તે દરેક સસ્થાને જોઇતી મદદ આપવા વિનંતી કરવાને તથા યોજના તૈયાર કરવાને નીચેના પાંચ સભ્યોની કમિટિ નીમવામાં આવે છે.

વળી એવું ઠરાવવામાં આવે છે કે મંડળીના જે જે સભાસદોને વાંચતાં લખતાં આવડતું નહિ હોય તેમણે રાત્રીશાળામાં ફરજ્યાત દાખલ થવુંજ પડશે, અને જેઓ રાત્રિશાળામાં દાખલ નહિ થાય તેઓને નાણાં ધીરવામાં આવશે નહિ.

---

### વિષય બારમો

# સુપરવાઇઝીંગ યુનીયન.

**લેખક રા. રા. નાનાભાઈ લાલભાઇ વકીલ.**

વ્યકતિ સભાસદો ભેગા મળવાથી જેમ એક મંડળી બને છે તેમ મંડળીઓ ભેગી મળવાથી એક યુનીઅન બને છે. જેમ વ્યકતિ સભાસદો પોતાની આર્થિક સ્થિતિ સુધારવા એકઠા થઇ પ્રયત્ન કરેછે તે પ્રમાણે મંડળીઓએ એકઠા મળી પોતાની સ્થિતિ સુધારવા એકઠા મળી પ્રયત્ન કરવો જોઇએ. યુનીઅનો કરવા એ કુદરતી છે. મડળી સ્વતંત્ર હોવી જોઇએ, પણ એક મંડળી બીજી મંડળીથી વીખુટી રહેવી જોઇએ નહિ. યુનીઅનો જુદા જુદા હેતુને માટે કરી શકાય છે. આપણા ઇલાકામાં આજ લગી જે યુનીઅનો કરવામાં આવતા હતા તે ગેરંટીંગ યુનીઅનો હતા. ગેરંટીંગ યુનીઅનનો ગુજરાતીમાં અર્થ એ થાય છે કે બાંયધરી આપનારૂં મંડળ. એવા યુનીઅનનો હેતુ એ હોય છે કે તેમાં દાખલ થનારી બધી મંડળીની જવાબદારીને માટે તે યુનીઅનની દરેક મંડળી જવાબદારી સ્વીકારનારી હોય છે. એટલીજ શરતે કે તે દેવું યુનીઅનની મેનેજીંગ કમિટિની મંજુરીથી કરેલું હોવું જોઇએ. આવા યુનીઅનોથી મંડળીઓને

બહુ ફાયદો થવો જોઇએ. એવા યુનીઅનો જો બરાબર રીતે કામ કરે તો તેમાં દાખલ થયલી મંડળીઓને પૈસા કરજે વધારે સહેલાઇથી મળી શકે તેમજ વ્યાજના દરમાં પણ કંઇક ફાયદો થાય ; છતાં એવા યુનીઅનો આ ઇલાકામાં ફતેહમંદ થયા નથી. અને તેમાંની મંડળીઓને પોતાની જોખમદારીનુ ભાન ઓછું થએલું માલમ પડયું છે. અને તેથી બાકીઓ ઘણી ચહડી ગયલી હતી. છતાં મંડળીઓને એકત્ર થવાની જરૂર ઓછી છે એમ કહી શકાય નહિ. મંડળીઓ પર દેખદેખ રાખવાની તો ખાસ જરૂર છેજ. અને મંડળીઓ પર હંમેશ દેખરેખ રાખવાનું કામ કોઇ વગર પૈસે કરનાર મળી શકે નહિ, માટે મડળીઓનો કારોબાર બરાબર ચાલે તે માટે મડળીઓએ એકત્ર થઇ સુપરવાઇઝીંગ યુનીઅનો રચવા જોઇએ અને જો સુપરવાઇઝીંગ યુનીઅનો રચવામાં આવે તો સહકારી હીલચાલમાં જે જરૂરનું છે તેની ખોટ પુરી પડે એમ છે. સહકારી હીલચાલના મુળ જો ઉડા જવા દેવા હોય અને સહકારી હીલચાલને ફતેહમંદ થયલી જોવી હોય તો મંડળીઓએ તેઓ પરનુ દેખરેખનું કામ પોતે પોતાના માથે સ્વીકારી લેવું જોઇએ. આથી મંડળીઓ સ્વાશ્રયી બનશે, અને સ્વાશ્રય એજ આ હીલચાલનો મૂળ પાયો છે. આવા યુનીઅનો પોતાની ફરજ બરાબર સમજી અદા કરતાં થશે ત્યારે સહકારી હીલચાલની ફતેહમંદી વિષે શક રહેશે નહિ.

આ પ્રમાણે યુનીઅનો કરવાથી બીજા પણ ઘણા ફાયદા થવાનો શંભવ છે. યુનીઅન થવાથી મડળીના સભાસદોને એક જાતની કેલવણી મળશે અને તેઓના વિચારો વીકાસને પામશે. આવા યુનીઅનથી સહકારી હીલચાલમાં કામ કરનારાઓની સંખ્યામાં વધારો થશે. અને નવી મંડળીઓ પણ ઉભી થવાનો શંભવ રહે છે ; અને એ રીતે આપણી પ્રજાની આર્થિક સ્થિતિ સુધરવાનો સંભવ રહે છે.

આપણા ઇલાકાની સહકારી પરીષદોએ, ઇનસ્ટીટયુટે તથા મહેરબાન રજીસ્ટ્રાર સાહેબે આવા યુનીઅનો જેમ બને તેમ જલદી કહાડવાની ભલામણો કરી છે.

આવા યુનીઅનોનો હેતુ એ હોવો જોઇએ કે તે યુનીઅનમાં દાખલ થતી ખેડુતોની શાખવાળી મંડળીઓ પર દેખરેખ રાખવી, તેઓ પર કાબુ રાખવો તેમજ તેઓને મદદ કરવી, તેમજ જેટલા વીસ્તારની મંડળીઓ

એકત્ર થઇ હોય તે વીસ્તારમાં સહકારનો ફેલાવો કરવો. અને પ્રાથમિક મંડળીઓ તથા ડીસ્ટ્રીક્ટ બેંક તેમજ ઇનસ્ટીટયુટનો સંબંધ જોડનાર સાંકળ તરીકેનું કામ કરવું

આવા યુનીઅનોએ નાણાં સંબંધીની કોઇ જવાબદારી લેવાની નથી. પણ મંડળીઓએ કરવાના કરજની ભલામણ આ યુનીઅને કરવાની છે. અને તેથી આ યુનીઅનના કાર્યવાહકોને તેનો મંડળીઓ પર ધ્યાન રાખવાનો વધારે કાળજી થશે અને તેમની સલાહનું વજન વધશે.

આપણી હાલની મંડળીઓનું કામ બરાબર ચલાવવાને તેઓ પર દેખરેખ રાખવાની ખાસ જરૂર છે. અને તેમ કર્યા વગર મંડળીઓની સ્થિતિ સુધરે તેમ નથી. મંડળીઓ પર દેખરેખ રાખવાનું કામ હાલ બેન્ક પોતાના ઇનસ્પેકટરો મારફતે કરે છે અને તે માટે બેન્કને ખરચ વેઠવો પડે છે. તેમજ મંડળીઓની સંખ્યા વધતી જતી હોવાથી બેન્કથી એ કામ બરાબર બજાવી શકાય તેમ નથી. તેમજ એ કામ સરકારે માથે લેવું તે પણ સલાહ ભરેલું નથી. અને તેટલા માટે ખાસ જરૂરનું છે કે મંડળીઓએ દેખરેખ રાખવાનું કામ પોતે પોતાને માથે ઉપાડી લેવું જોઇએ. અને આવા યુનીઅનો કહાડી બેન્ક અને મંડળીઓ વચ્ચે જોડાણ કરનાર એક સાંકળ રુપ થવું જોઇએ.

આવા યુનીઅનનું કામ ચલાવવા માટે એક અમલદાર નીમવાની જરૂર છે અને તેને સુપરવાઇઝર કહેવામાં આવે છે. મંડળીઓ પર દેખરેખ રાખવાનું કામ અઘરૂં હોવાથી સુપરવાઇઝર સારો કેળવાયલો અને સારા પગારનો રાખવાની જરૂર છે. અને તેટલા માટે મંડળીઓએ સારી સંખ્યામાં એકત્ર થવાની જરુર છે. કારણ કે યુનીઅનમાં દાખલ થતી મંડળીઓની સંખ્યા જો વધારે હોય તો સુપરવાઇઝરના ખરચનો ફાળો દરેક મંડળી પર ઓછો આવે. પણ તેની સાથે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે જે મંડળીઓ એકત્ર થાય તે એટલા મોટા વીસ્તારની હોવી જોઇએ નહિ કે એ યુનીઅનની મેનેજીંગ કમીટી મંડળીઓ પર પોતાનો કાબુ રાખવા કે દેખરેખ રાખવા અશક્ત થાય. સાધારણ રીતે ૩૦ એક સરખી મંડળીઓ જો એકત્ર થાય તો તે યુનિઅનનું કામ સારી રીતે ચાલી શકે. વળી આપણે એ પણ જોવુ જોઇએ કે જે વીસ્તારમાં એ ૩૦ મંડળીઓ આવી હોવ તે વીસ્તારમાંની બીજી મંડળીઓ રહી જતી

જોઇએ નહિ. 'આવા યુનીઅનની ઓફીસ અમુક એવી મધ્યસ્થ જગ્યાએ રાખવી જોઇએ કે જ્યાં મંડળીના બધા મેમ્બરોને આવવા જવાનો સંભવ હોય.

યુનીઅનનો જે સુપરવાઝર નીમવામાં આવે તેણે પ્રથમ તો યુનીઅનનો હીસાબ રાખવાનો હોય છે. અને તે ઉપરાંત તેણે યુનીઅનમાં દાખલ થયલી મંડળીઓની મુલાકાત લેવાની, તેઓના દફતર તથા હીસાબ તપાસવાની અને મંડળીને સીધે રસ્તે દોરવવાની ફરજ રહેશે. આ સઘળી ફરજો બરાબર રીતે બજાવવી ઘણી કઠણ છે. અને જો સુપરવાઇઝર કાચો હોય તો યુનીઅનના હેતુ નીષ્ફળ જાય, માટે સુપરવાઇઝર તરીકે ઘણા અનુભવી અને લાયકાતવાળા માણસની નીમણુંક કરવાની જરૂર છે. એવા સુપરવાઇઝરના પગાર ઉપરાંત યુનીઅનને બીજો પણ ખરચ થવાનો સંભવ છે. અને એ સઘળો ખરચ શરૂઆતમાં મંડળીઓને ઉઠાવવો ભારે પડે તે માટે થોડો વખત સુધી એવા યુનીઅનના ખરચમાં લગભગ ત્રીજે હીસ્સે ખરચમાં ફાળો આપવાનું સરકારે ઠરાવ્યું છે તેમજ ડીસ્ટ્રીકટ બેન્ક તરફથી પણ એ ખરચમાં ફાળો મળે તેમ છે.

સુપરવાઇઝીંગ યુનીઅનથી આપણે જોઇ શકીએ છીએ કે ફાયદા ઘણા થવાનો સંભવ છે. અને તે માટે હવેથી ખેડુતોની જે નવી મંડળીઓ નોંધાવવામાં આવે તેમાં એક એવો પેટા કાયદો કરવામાં આવ્યો છે કે તે મંડળીએ પોતાના વીભાગમાં જે સુપરવાઇઝીંગ યુનીઅન હોય તેમાં દાખલ થવું.

---

વિષય છઠો.

# સુરત જીલ્લા બેન્કમાં મંડળીઓના ચાલુ ખાતાં ખોલાવવા સંબંધે તથા તે ખાતાઓ પર જોઇતો ઓવર ડ્રાફ્ટ આપવા સંબંધે.

લેખક:—રા૦ રા૦ ગોપાળરામ એન. મહેતા,
ઇન્સ્પેકટર
સુરત ડી. કો. બેન્ક.

જીલ્લા બેન્કના હેતુઓમાં "બેલન્સીંગ સેંટર તરીકે કામ કરવાનું"

એ હેતુ બાયલોઝમાં છે. જ્યાં સુધી પ્રત્યેક મંડળીને જોઇતાં નાણાં પુરાં પાડીને અગર જે મંડળીમાં ફાજલ નાણાં હોય તે જીલ્લા બેન્કમાં મુકવાની ગોઠવણ ન થાય ત્યાં સુધી એ હેતુ બરાબર પાર પડેલો ન કહેવાય. હાલમાં જીલ્લા બેન્ક સાથે ફક્ત નાણાં લેનારી મંડળીઓ વહેવાર કરે છે. બાકીની મંડળીઓ જે પોતાનો વહેવાર સ્થાનિક થાપણ લઇને ચલાવે છે તેમનો વહેવાર બીલકુલ હોતો નથી. માટે તેવી મંડળીઓએ પોતાનાં ફાજલ નાણાં બેન્કમાં ચાલુ ખાતા ખોલી મુકવા જોઇએ. વસુલાત વખતે આવેલી રકમ તેમજ વગર મોસમે લીધેલી થાપણ જીલ્લા બેન્માં ચાલુ ખાતામાં જમા કરાવવી. અને પૈસા ધીરતી વખતે પ્રત્યેક સભાસદને જોઇતી રકમનો જીલ્લા બેન્ક પરનો ચેક આપવો જોઇએ. ચાલુ ખાતાના મુખ્યત્વે ફાયદાઓ નીચે મુજબ છે.

(૧) બેન્ક રકમ સાચવે છે તે પર બે ટકા વ્યાજ આપી, જોઇએ ત્યારે તે રકમ જલદીથી પાછી આપે છે.

(૨) પરદેશથી મંગાવેલા માલના નાણાં ચેક મારફત મોકલી શકે છે, અગર પરદેશ મોકલેલા માલના પૈસા ઉઘરાવી ચાલુ ખાતે જમે કરી શકે છે.

(૩) પૈસાની ઉથલ પાથલ ચેક વડે થતી હોવાથી હિસાબ બરાબર, અને શિલક માટે જોખમ રહેતું નથી. પ્રત્યેક મંડળીએ પોતાનું ચાલુ ખાતું બેન્ક સાથે રાખી ઉપલા ફાયદા મેળવવા જોઇએ.

માલેગાંવ નામની બારામતી તાલુકામાં મંડળી છે. તે પોતાનું કામકાજ લગભગ ચારલાખ જેટલી રકમનું કરે છે. તે મંડળીની તપાસણી વખતે મને માલમ પડયું કે છેલ્લા ૭ માસથી તેમાં હાથ પર શિલક ફક્ત ૭ પાઇનીજ હતી. સઘળો વહેવાર બેન્ક મારફતેજ કર્યો હતો. તેને શિલક મુકવાની પેટી વસાવવી પડીજ ન હતી.

મંડળીઓનું ભંડોળ, સભાસદ તેમજ બીન સભાસદની સ્થાનિક થાપણોથી અને કરજ કાઢીને ઉભું કરવામાં આવે છે. કેટલીક મંડળીઓ સ્થાનિક થાપણોથી પોતાનો વહેવાર ચલાવે છે. એ સંતોષકારક વાત છે પરંતુ અતિશોચનીય વાત તો એ છે કે જ્યારે થાપણ પાછી આપવાની

હોય છે ત્યારે તે વખતસર પાછી અદા કરતાં ઢીલ થાય છે. અને કોઇ વખત વસુલાતની મોસમ ન હોય ત્યારે તે થાપણ પાછી આપતા જરા વધુ સમય ગુમાવવો પડે છે. તેથી મંડળી પોતાની શાખ ગુમાવે છે. ગામડાંની મંડળી એ ગામડાંની બેન્કજ છે તેમને પણ થાપણો પાછી આપવાની ગોઠવણ સારૂ ફ્લુઇડ રીસોર્સ રાખવો જોઇએ, એટલે જીલ્લા બેન્ક સાથે મળી નાણાની એવી ગોઠવણ રાખવી કે જ્યારે જોઇએ ત્યારે રકમ મળી શકે. વખતસર થાપણ પાછી ન આપી શકાવાથી કેટલીક વખત થાપણનો દર વધારી બીજી થાપણ લાવી થાપણ પરત કરવી પડે છે. આવા કંકાડા સંજોગો તો બધી મંડળીઓએ અનુભવેલા છે, તેવા સંજોગોમાંથી મુક્ત થવા સારૂ મંડળીએ જીલ્લા બેંકમાંથી પોતાના ચાલુ ખાતા પર અમુક હદ સુધીની રકમની મંજુરી પ્રથમ મેળવી લેવી કે પોતાના ખાતામાં બાકી રકમ ન હોય તે છતાં બેંક તેમને વધારાની રકમ ખેચવા દે. આવી પદ્ધતિને અંગ્રેજીમાં ઓવર ડ્રાફ્ટ કહે છે. કેટલી રકમ સુધીનો ઓવર ડ્રાફ્ટ મંજુર કરાવવો તે વિષે નીચેની સુચના ધ્યાનમાં રાખવા જેવી છે.

પ્રત્યેક મંડળીએ પોતાના સભાસદોની જરૂરીઆત કેટલી છે તે વિષે માહિતી મેળવી સાધારણ શાખનું પત્રક તૈયાર કરવું, સાધારણ શાખની, (જરૂરીઆતની રકમની) કુલ્લે રકમનાંથી રીઝર્વ ફંડ, અને સભાસદની કાયમ થાપણની રકમ બાદ કરી બાકી જે રકમ રહે તેટલી રકમ સુધીનો ઓવર ડ્રાફ્ટ મંજુર કરાવવો જોઇએ. કે જેથી જ્યારે જોઇએ ત્યારે નાણાં વગર વિલંબે મળી શકે.

એવી રકમ મંજુર કરતાં પહેલાં જીલ્લા બેન્ક મંડળીનો વહેવાર ચોકખો છે કે નહિ અને મુદત વીતી ગએલી બાકી મંડળીમાં છે કે નહિ તેની મુખ્યત્વે તપાસ કરે છે તેથી મુદત વીતી ગએલી બાકી પાંચ ટકા કરતાં વધારે ન હોવી જોઇએ.

આવી રકમોની સવડ બેન્કને હંમેશને માટે રાખવી પડે છે તેથી બેન્ક પોતાનું ભંડોળ સારી રીતે વધારી શકે અને તે વધેલું ભંડોળ ભરાયલી શેરની રકમ કરતાં આઠગણાથી વધી ન જાય તેટલા માટે શેરનું ભંડોળ પણ વધારવું જોઇએ. આટલા કારણસર પ્રત્યેક મંડળીએ પોતાના રીઝર્વ ફંડનો ઓછામાં ઓછો અડધો ભાગ બેન્કના શેરની અંદર રોકવો,

આવી રીતે વહેવાર શરૂ કરવાથી મંડળી પોતાની આંટ વધારી શકે છે, ને થાપણનો દર ઘટાડી શકે છે. સભાસદોને જરુરી પ્રસંગે જલદીથી નાણાં પુરા પાડી શકે છે, અને પોતાનો કારભાર સરળ બનાવી દે છે.

---

વિષય ત્રીજો.

# ગ્રામ્ય શરાફી મંડળીઓ.

લેખક :—રા૦ લાલભાઈ ગોરધનદાસ મોદી.
ઈન્સ્પેક્ટર–સુરત જીલ્લા સહકારી બેન્ક લી૦

આ જાતની મંડળીઓ ઘણા ગામે છે. અને તેઓ ખેડુતોને ધીરધાર કરે છે. આ મંડળીનો મુખ્ય ઉદ્દેશ પોતાના સભાસદોને વ્યાજબી દરે નાણાં ધીરી, કરકસર કરાવી તેઓને શાહુકારના બોજામાંથી છુટા કરવાનો છે.

મંડળીમાં દાખલ થયલા સભાસદો ઓછી વત્તી જમીન ખેડતા હોય છે, જેથી તેમને ખેતી ખર્ચને વાસ્તે પૈસા ધીરાય છે.

ખેડુતોના સમાગમમાં આવનારને જણાય છે કે ખેતી એ કાંઇ કાયમના નક્કી કરેલા ખર્ચની અને કાયમની નક્કી પેદાશની વસ્તુ નથી. ખેતીમાં ધાર્યા કરતાં વધુ ખર્ચ અને વધુ પેદાશ થાય છે. અને ઓછો ખર્ચ અને ઓછી પેદાશ પણ થાય છે. ખેતી એકલા માણસથી થઇ શકે નહિ, અવાર નવાર ઓરની વખતે, નીંદતી વખતે, ઘાશ કાપતી વખતે, પાક તૈયાર કરતી વખતે અને બીજી જરૂરી વખતે મજુરોની જરૂર પડે છે, સામાન્ય રીતે આ પ્રમાણે ખેડુતોને દર એક વીંઘા જમીન ઉપર ૧૦ થી ૧૫ રૂપીઆ ખર્ચ થાય છે.

મંડળીઓના સભાસદનો મુખ્ય ભાગ ખેડુત હોય છે, અને તેઓ ૫૦થી ૧૫૦ વીંઘા જમીન ખેડે છે.

ચાલુ રીવાજ પ્રમાણે મંડળી પોતાના સભાસદને વાર્ષિક ખેતી ખર્ચ માટે રૂ૦ ૩૦૦) અને જુનું દેવું પતાવવા રૂ૦ ૭૫૦( ધીરી શકે છે. (હાલના અધીકારી સાહેબોનો એવો અભિપ્રાય છે કે આ બન્ને રકમ મળી રૂ૦ ૭૫૦)થી વધવી જોઇએ નહિ.

દાખલ થયલા સભાસદો જેઓ થોડી જમીન ખેડે છે, અને જેઓને થોડુ દેવું હોય છે તેઓને આ રીવાજ કંઇક અનુકુળ છે. પણ જેઓ

મોટા ખેડુત, ખાતેદાર અને આ હદ કરતાં વધારે દેવાદાર અથવા જરૂરીઆત વાળાને આ રીવાજ બીલકુલ અનુકુળ આવતો નથી. જેથી તેઓ પોતાની જરૂરીઆત પુરી પાડવાને સાહુકારની સાથે સંબંધ રાખે છે.

ખેડુતોને આ ઉપરાંત કેટલીક વખત તાત્કાળિક જરૂરીઆતને વાસ્તે પણ નાણાં જોઇએ છે. તે જો આ મંડળીઓ ન ધીરે તો શાહુકારના કાલાવાલા કરીને પણ તે રકમ મેળવવી પડે છે. જેથી ચાલુ રીવાજ સારા ખેડુતોને અનુકુળ આવતો નથી. આ રિવાજમાં ફેરફાર કરવાની જરૂર છે એમ માલમ પડવાથી દરેક મેમ્બરોને જોઇતી જરૂરીઆતનું સાધારણ શાખનું પત્રક તૈયાર કરવામાં આવે છે. પણ તે જરૂરીઆત હદ કરતાં વધારે હોય તો પણ ધીરધાર તો હદમાં રહીનેજ કરવી પડે છે જેથી આ રિવાજથી પણ મોટા સારા ખેડુતોને ફાયદો મળે એમ નથી. આ ઉપરાંત હાલ કેટલીક વખત થયાં જણાવાય છે કે "જો હદ કરતાં વધુ ધીરધાર કરવી હોય તો મંજુરી મેળવવી."

આ મંજુરી મેળવવા ઘણી તકલીફ પડે છે અને બહુ વખત લંબાવ્યા પછી પણ સારા ખેડુતોને પણ નજીવા કારણસર મંજુરી મળતી નથી એમ જણાઇ આવ્યું છે. કદાચ વધુ પ્રયાસથી બહુ લાંબા વખતે મંજુરી મળે તોપણ તે મંજુરીની ધીરધાર વાસ્તે બેંકમાં કરજ લેવા જવાનુ હોવાથી બેંક પાછી તપાસ ચલાવે છે એટલે આમ લાંબો વખત ચાલ્યો જવાથી ખેડુતોને જે ખાસ કામમાં પૈસા વાપરવાના હોય છે તે કામ ઢીલને લીધે બગડી જાય છે અથવા તો તેમાં વધુ નુકશાન થાય એટલે આ રિવાજ પણ બંધબેસ્તો નથી.

સોસાયટીઓ મુખ્ય કરજ બેન્કનુ કરે છે. એટલે બેન્ક પણ દર વર્ષે સોસાયટીઓ તપાસે છે. ખાતાના અધિકારીઓની મુખ્ય તપાસ પેટા નિયમ અને કાયદાનું ઉલ્લંઘન થયું છે કે કેમ? તેની હોય છે જ્યારે બેન્ક તે ઉપરાંત મેમ્બરોની મિલ્કત, સ્થિતિ અને વસુલાત માટે પૈસાની સહીસલામતી પણ મુખ્ય જુએ છે.

એટલે મારા નમ્ર મત મુજબ જો પેટા કાયદા ઉપરાંતની ધીરધારને માટે બેન્કને મંજુરી આપવાની સત્તા આપવામાં આવે તો આ કામ વધુ સહેલાઇથી પાર પડે એમ છે.

વળી આથી વધુ ધીરધાર થાય તો બેન્કનું કામકાજ પણ પુર જોસથી ચાલે. જેથી તેની ફાજલ સીલક ખાસ ઉદ્દેશમાંજ વપરાય.

આ તકે જોવું જરૂરી છે કે બેન્કના કાર્યવાહકો અનુભવી, કાર્ય-કુશળ અને વિદ્વાન ગૃહસ્થો છે. જેથી તેઓ આ સત્તાનો દુરઉપયોગ કરશેજ નહિ. આશા છે કે આ બાબત ઉપર ખાતું ઘટતું લક્ષ આપશે.

---

### વિષય આઠમો.

## તાલુકાના કસ્બામાં જીલ્લા બેન્કની એજન્સી.

લેખક:—ગોપાળરામ એન. મહેતા,
ઇન્સ્પેક્ટર
સુરત ડી. કો. બેન્ક.

સુરત જીલ્લામાં ગ્રામ્ય શરાફી મંડળીઓ લગભગ ૧૫૦ છે. તેની સાથે વહેવાર કરવા માટે હાલ વડસાડમાં એક બ્રાંચ પણ છે. એટલે જલાલપોર, ચીખલી, વલસાડ અને પારડી તાલુકા તે બ્રાંચને તાબે છે અને સુરત બાકીના તાલુકા સાથે લેવડદેવડ કરે છે. પ્રત્યેક મંડળીને સુરત અગર વલસાડથી નાણાં લાવવા કે ભરવા સુગમ પડે નહિ, તેથી નાણાંની આપલે સરકારી ત્રીજોરી મારફતે અગર બેન્કના ઇન્સ્પેકટરો મારફત કે જાતે જઇને કરવી પડે. આવા સંજોગોમાં હાથપર કેટલીકવાર શીલક વધારે રાખવી પડે અથવા પૈસાની રાહ ઘણી જોવી પડે. સરકારી ત્રીજોરી મારફતે આવતા ઓછામાં ઓછા ચાર પાંચ દિવસ લાગી જાય તેટલા માટે મંડળીની આપલે તાલુકાના મુખ્ય કસ્બામાં થાય તો સુગમ પડે; બેન્ક સાથે મંડળી નિકટ સંબંધમાં આવે, બેન્ક પણ તે મંડળીની સ્થિતિ સ્થાનિક એજન્સીદ્વારા બરાબર જાણી શકે અને મંડળીને તેમજ બેન્કને લાભદાયક નીવડે. પ્રત્યેક તાલુકાના કસ્બામાં બ્રાંચ ખોલવી અને એડવાયઝરી કમિટિ નીમી બ્રાંચનો વહેવાર ચલાવવો એ ખર્ચાળ તેમજ જોઇએ તેટલી લાભદાયક ન નીવડે. માટે પ્રત્યેક કસ્બામાં એજન્સી ખોલવી, અને ત્યાં અર્બન બેન્કની સ્થાપનાની તૈયારી કરી શકે એવા માણસને ત્યાં એજન્ટ નીમી કામ સરૂ કરવું. તે એજન્સીઓ જીલ્લા બેન્ક તરફથી પૈસા આપલે કરે અને તેનો સઘળો હિસાબ સુરતની ઓફીસમાં રહે. થાપણો પણ જીલ્લા બેન્કને માટે લે. અને મંડળીઓને

જીલ્લા બેન્કની સાથે નિકટ સંબંધમાં લાવે. પરિણામે અર્બન બેન્ક ખોલી સઘળાં નાણાંનો વહેવાર અર્બન બેન્ક મારફને કરી શકાય અને એડવાયઝરી કમિટિદ્વારા મંડળી સાથનું તેમજ બીજું કામકાજ કરી શકે. શરૂઆતમાં કસ્બાના રહીશોને તે કામમાં દાખલ કરવા તથા રસ લેતા કરવાને પૈસાની ધીરધાર કરવી પડે પણ અર્બન બેન્ક ખોલતાં તે સભાસદોનો વહેવાર સ્થાનિક બેંકને સોંપી દેવો

ગામડાના લોકો પોતાની જોઇતી જરૂરીઆતો તેમજ ખેતીની ઉત્પન્ન સાધારણ રીતે કસ્બામાં આવી લેવડદેવડ કરે છે. અને તેથી દલાલ મારફત ઘણા નીચોવાઇ જાય છે અને જોઇતી ચીજો વધારે દામ આપી લાવે છે. વેચેલી પેદાશના વખતસર નાણાં મળી શકતાં નથી તેથી મંડળીમાં વસુલાત નિયમસર આવતી નથી. સભાસદો મંડળીમાંથી કરજ કાઢી ગેરઉપયોગ કરે છે અને વસુલાત વખતે ઢીલ કરે છે. તેથી તેઓને ધીરવાની રકમ રોકડ નાણું ન આપતાં વસ્તુઓમાં થવી જોઇએ.

પ્રત્યેક સભાસદની સાધારણ શાખ નક્કી કરવી. દરેક મંડળીઓની કેશ ક્રેડીટ મંજુર કરવી. એજન્સી સાથે કસ્બામાં દુકાન રાખવી જ્યારે સભાસદોને બી, હળ, અગર ખેતીને માટેની જરૂરીઆતો તેમજ ઘર ખપની ચીજોની જરૂર હોય ત્યારે મંડળીના ચેરમેન સેક્રેટરીની સહીથી છાપેલી ચલન બુકમાંથી એક ચીઠી કાઢી આપી દેવી. તે સભાસદ કસ્બામાં આવી દુકાનમાંથી ચલન પ્રમાણેની પોતાની જરૂરીઆતો લઇ જઇ શકે તે ચલન પરથી ખરીદેલી રકમની કીમત મંડળીનો સભાસદ હોય તે મડળી ખાતે ઉધારવામાં આવે, અને મંડળીને તે બાબતની ખબર આપવી એટલે મંડળી તે રકમ તે સભાસદને ખાતે ઉધારી દે. તેવીજ રીતે વસુલાત વખતે તમામ માલ એકઠો કરી કમીશન લઇ તે માલ સામટો વેચી નાંખવામાં આવે અને તેની ઉપજેલી રકમ મંડળી ખાતે જમા કરી મંડળીને ખબર આપવી. આ પદ્ધતિ દાખલ કરવાથી સભાસદોની આર્થિક સ્થિતિ સુધરશે અને સહકારી મંડળી સ્થાપવાનો મુખ્ય હેતુ પાર પડશે. જરૂરી પ્રસંગે માલ કબજામાં રાખી તે પર પૂરતી જામીનગીરી પર સભાસદોને તેમજ મંડળીને અમુક રકમ ધીરવામાં આવે તો ભાવ પણ સારો પેદા કરી શકે. કેટલીક વખત કસ્બાના વેપારી ભાવ સારો આવશે એ આશાએ અથવા માલ સંગ્રહ કરવાના સખબથી સામટો માલ લેવા ખુશી હોય છે પરંતુ તે વેપારીને

નાણાં તરત આપવાની સવડ ન હોવાથી કેટલીક વખત મુસીબતો નડી આવે છે. તેવે વખતે એજન્સીના કબજામાં તમામ માલ રાખી તેના ચાલુ ભાવના ૭૫ ટકા જેટલા નાણાં તેવા વેપારીને બેન્કના સભાસદ બનાવી ધીરવાથી બેંકને સારો ફાયદો થાય છે.

આવી એજન્સીના હકુમતની નીચે વધુમાં વધુ ત્રીસ મંડળી કરતાં વધારે ન હોવી જોઇએ. અને જે તાલુકામાં ( ઓરપાડ ) વધારે સોસાયટી છે ત્યાં એજન્સીની સબ એજન્સી આપવી જોઇએ કે જેથી મંડળીઓને વધારે દુર ન પડે અને એજન્સીનો કારભાર સરળથી ચાલે.

આ કામ ઉપરાંત પ્રત્યેક એજન્સીઓને બેકીંગ અને હુંડી બીઝનેસ અને મુંબઇ અને બીજા શહેરો પર ચેક લખવાનું કામ આપવું જોઇએ જેથી હાથ પરની શીલકની ફેરબદલી થઇ શકે અને કસ્બા વાસીઓને બેંક સાથે વહેરવાની તાલીમ મળે તેથી છેવટે સ્વતંત્ર અર્બન બેન્ક પણ ખોલી શકે.

દરેક તાલુકાના કસ્બામાં એજન્સીની જરૂરીઆત ઉપરાંત રુની મોસમમાં જે જીનમાં કોટન સેલ સોસાયટીની સંખ્યા ત્રણ અગર તેથી વધારે હોય તેવી જીનમાં પણ મોસમ પુરતી એજન્સી ખોલવી અને તે એજન્સીઓએ કોટન સેલ સોસાયટીનો માલ કબજે રાખી સભાસદોને નાણાંની સવડ તરત કરી આપવો કે જેથી સેલ સોસાયટીઓ સાથેનો વહેવાર સરળ થાય તે ઉપરાંત ધીરેલા નાણાંની પુરેપુરી જામીનગીરી સચવાય.

---

### વિષય ત્રીજો.

# "ગ્રામ્ય સરાફી મંડળીના પેટા કાયદામાં સુધારો."

લેખક :—રા૦ રા૦ ભગવાનદાસ બ્રીજભુખણદાસ શ્રોફ,
ડી૦ ઓ૦ ઓરગેનાઇઝર વવસાડ,

પેટા કાયદા ૨૭ (૧) માં ઊમેરવું કે "અને કરજની વસુલાત માટે સભાસદોની ખેતીની ઊત્પન્ન સામગ્રી વેચાણ કરવા યોગ્ય બંદોબસ્ત કરવો."

હાલમાં મંડળીના સભાસદો મંડળીમાંથી તેમજ સાહુકારો પાસેથી પોતાને જોઇતાં નાણાં કરજે કાઢે છે. અને મંડળી મારફત સભાસદોનો માલ વેચવાની ગોઠવણના અભાવે સાહુકારને ત્યાં પોતે ઉત્પન્ન કરેલો માલ વેચાતો આપી આવે છે. આ સ્થિતિ હોવાથી સાહુકારનો મંડળીના સભાસદો ઉપરનો કાબુ કાયમ રહે છે. સાહુકારો આ માલના નાણાં વખતસર આપતા નથી અને માલનો ભાવ પણ બજારભાવ કરતાં ઓછોજ આપે છે, અને તેથી ખેડુતોને પોતાના માલનો ભાવ સારો ઉત્પન્ન થતો નથી. મંડળીનાં નાણાં વખતસર મળતાં નથી અને વસુલાતમાં ઘણી ઢીલ થાય છે. મંડળીના પૈસા લઇ ખેડુતે પેદા કરેલો માલ સાહુકારના તાબામાં જઇ પડે છે. આ સ્થિતિ દુર કરવા સારૂ મંડળીના સભાસદોનો માલ મંડળી મારફત વેચાય એવી યોગ્ય ગોઠવણ થવાની જરૂર છે. આમ થવાથી મંડળીના સભાસદો પોતાના પેદા કરેલા માલની કીંમત સારી મેળવી શકશે, અને મંડળીની વસુલાત નિયમિત થઇ શકશે. જે ગામમાં ખેડુતનો માલ વેચાવા જતો હશે ત્યાં જો બેન્કની શાખા હશે તો તેની મારફત મંડળીઓના સભાસદોનો માલ વેચાણ કરાવવાની ગોઠવણ થાય તો તે પણ ઠીક થઇ પડશે. જો આવી કોઇ ગોઠવણ થાય તો ખેડુતો જરૂર તેનો લાભ પ્રથમ લેશે અને સાહુકારોના પંજામાં જતાં અટકશે.

પેટા કાયદો (૩૩) હાલનો પેટા કાયદો કાઢી નાંખી તેની જગ્યાએ નીચે પ્રમાણે નવો દાખલ કરવો.

મે. રજીસ્ટ્રાર સાહેબની મંજુરી સીવાય કોઇ એક સભાસદ પાસે મંડળીનું તેને જાત જામીન પર ધીરેલું લેણુ કાઇ વખત સભાસદે ધારણ કરેલી જમીનની કીંમતના પાંચમાં ભાગ કરતાં અથવા રૂ૦ ૩૦૦) અગર રૂ૦ ૫૦૦)થી વધારે હોવું જોઇએ નહી."

સાધારણ રીતે આ પેટા કાયદામાં રૂ૦ ૩૦૦) અગર રૂ૦ ૫૦૦) સુધીની રકમ સુરત જીલ્લાની મંડળીઓમાં જોવામાં આવે છે. આમ હોવાથી મંડળીમાં પૈસાદાર અને આબરૂદાર ગૃહસ્થ દાખલ થતા નથી, અને જેઓ દાખલ થાય છે તેઓની માંહો માંહેની ધીરધાર હદ વગરની અને પુરતી જામીનગીરી વગરની હોવાના દાખલા નજરે પડે છે. વળી મંડળીનો કારભાર સારા સજ્જનોથી ચલાવવાની પણ તેટલીજ જરૂર છે. આથી ધીરવાની હદ મીલકતના પ્રમાણમાં ઠેરવવાની ખાસ જરૂર છે. અને જે ચારિત્રવાન ખેડુત ગણોતે જમીન ખેડે

છે તેવા સભાસદને ધીરવાની હદ પેટા કાયદામાં જણાવેલી હદ કરતાં વધવી ન જોઇએ.

ગામડાની શરાફી મંડળીઓ ખેડુતોને કરકસર શીખવવાને સારૂ કાઢવામાં આવે છે. આ ખેડુતો અજ્ઞાન હોવાથી તેમજ તેઓના વ્યવહારિક ખરચો પણ અનિયમિત હોવાથી નબળા વખતને માટે કંઇ પણ બચાવી રાખવાની ટેવ એઓમાં નથી. ગામડાની મંડળીમાંના પેટા કાયદામાં સભાસદો પાસેથી ફરજ્યાત થાપણોને અમુક બાંધી મુદતને માટે લેવાનું ઠરાવેલું છે તેને બદલે તે થાપણો કાયમની મંડળીમાં જમા રાખવી એવો નિયમ દાખલ થવાની જરૂર છે. અને જે થાપણ જે સભાસદની હોય તે સભાસદ મંડળીના સભાસદ તરીકે કમી થાય ત્યારેજ તેને મળે એવો નિયમ થવાની જરૂર છે આ થાપણોનું વ્યાજ દર વરસે નિયમિત દરેક સભાસદને મળે એવી ગોઠવણ જો થાય તો હાલમાં મંડળીની સભાસદ થાપણ બાબત મંડળીના ઘણા સભાસદોમાં જે ગેરસમજ છે તે દૂર થઇ જશે. ઘણી મંડળીઓ એવી છે કે જેમાં લાંબા વખત સુધીનું વ્યાજ સભાસદોને અપાયું હોતુંજ નથી, અને તેથી અજ્ઞાન સભાસદો તો એમજ માની બેઠેલા છે કે જેવી રીતે સાહુકાર વટાવ લે છે તેમ આ મંડળી પણ વટાવ લેતી હશે. જો વ્યાજ નિયમિત અપાય તો તે ગેરસમજ દૂર થશે અને મંડળીમાં સભાસદો થાપણ મુકવા લલચાશે. ગામડાંની મંડળીના સરવાયામાં કેટલું વ્યાજ આપવાનું અને કેટલું લેણું થયું તે ગણવામાં આવતું નથી તેથી મંડળીના સેક્રેટરીઓ જેઓએ પગાર ઉપરાંત મંડળીના નફામાંથી અમુક ટકા "બોનસ" લેવાનો ઠરાવ કરાવેલો હોય છે તેઓ પોતાના હીતની ખાતર સભાસદ થાપણ પર વ્યાજ નિયમિત નહિ આપતાં થાપણથી મેળવેલી રકમ ધીરીને પેદા કરેલું વ્યાજ તમામ નફામાં બતાવી પોતાનું "બોનશ" લઇ લે છે. આમ નહિ થાય તે અટકાવવા સારૂ જે મંડળીના સેક્રેટરીએ જે મુદત માટે "બોનસ" લીધું હોય તે મુદત માટે જો સભાસદ થાપણનું વ્યાજ અપાયું નહિ હશે તો પ્રથમ તે અપાયા બાદ "બોનસ" અપાય એવો નિયમ થવાની જરૂર છે.

જ્યારે મંડળીમાં વસુલાતનું કામ મંદ પડી જાય છે ત્યારે મેમ્બરો વસુલાતનાં નાણાં આપતી વખતે ઘણીવાર પોતાની થાપણ કાપી લેવાની કોશેશ કરે છે અને બાકી વસુલ કરનાર તેમ કરી પણ દે છે અને ફરીથી પાછો નાણાં લેવા આવે છે ત્યારે શરૂઆતના સભાસદ જેવી તેની સ્થિતિ થઇ પડે છે.

આ બાબતમાં એવો નિયમ થવો જોઇએ કે જે સભાસદ પોતાની થાપણ કાપી લઇ પોતાના પર મંડળીનું લેણું ભરી ગયો હોય તે સભાસદ જો ફરીથી મંડળીમાં મેમ્બર તરીકે દાખલ થવા આવે ત્યારે કાપી લીધેલી તમામ રકમ જો તે સભાસદ મંડળીમાં થાપણ તરીકે પ્રથમ જમા કરાવે નહી તો તેને મંડળીમાં સભાસદ તરીકે ફરીથી દાખલ કરવો નહી. આ નીયમ થશે તો થાપણ વાળી લેવાની જે રીત ચાલુ થઇ છે તેનો અટકાવ થશે અને મંડળીની શંગીનતામાં વધારો થશે.

જ્યાં સુધી મેમ્બરો મરજીઆત થાપણ મુકવા સુધીની સ્થિતિએ પહોંચે નહી ત્યાં સુધી ફરજીઆત થાપણ લેવાની જરૂર છે. થાપણ વગર મંડળીની શંગીનતા જળવાશે નહી. નહી ઉપાડી શકાય એવી થાપણ લેવાથી અનિયમિત જવાબદારીનો તેટલો બોજો પણ મંડળીના મેમ્બરો પર ઓછો રહેશે. થાપણ શેરથી લેવામાં આવે તો પણ હરકત નથી. શેર હોવા છતાં જવાબદારી તો અનિયમિત રહેવીજ જોઇએ.

મંડળીમાં બહારની થાપણ બીન સભાસદોની આવે તે હેતુથી અને તેઓ મંડળીના કામમાં હીત લેતા થાય તેટલા સારૂ મંડળીની વ્યવસ્થાપક કમીટીમાં થાપણદારોનું પણ પ્રતિનિધિત્વ રાખવાની જોગવાઇ મંડળીના નીયમોમાં થાય તો તે ઇચ્છવા યોગ્ય છે.

---

વિષય તેરમો,

# સુરત જીલ્લામાં પાવર પંપની મંડળીઓ સહકારી પધ્ધતિ પર કહાડવાની આવશ્યકતા.

લેખક :—રા૦ રા૦ એસ૦ જી૦ અલમોલા.
આ. રજીસ્ટ્રાર કો-ઓપરેટીવ સોસાયટીઝ,
ઉત્તર વિભાગ.

આપણા દેશમાં જ્યાં ખેડુતને પોતાનો પાક સારો ઉગાડવા સારૂ વરસાદ ઉપરજ આધાર રાખવો પડે છે, અને જ્યાં વરસાદ જોઇએ તેટલા

પ્રમાણમાં પડશે કે કેમ તેનો વિચાર વૈશાખથી માંડીને આશો માસ સુધી કરવો પડે છે ત્યાં કોઇ પણ જાતની પાણી વખતસર મળવાની ગોઠવણ થાય તો તે એક આશીર્વાદ રુપ ગણાય એ નિર્વિવાદ છે. વળી વરસાદ ખેડુતને સારુ કાંઇ એવી વસ્તુ નથી કે જ્યારે જોઇએ ત્યારે અને જેટલા જોઇએ તેટલા પ્રમાણમાં એને મળી શકે. આવા સંજોગોમાં જો કોઇ પણ યોજના પાણી વખતસર જોઇએ તેટલા પ્રમાણમાં પુરુ પાડે એવી હોય તો તે પાવર પંપનીજ છે એમ કહેવામાં કોઇ પણ જાતનો આચકો ખાવાની જરુર નથી. આપણે આગલા વર્ષોની વાત યાદ ના કરીએ તો પણ ચાલુ વર્ષમાં વરસાદે એવી વિચિત્રતા બતાવી છે કે એક વખતતો પરમેશ્વરના ન્યાય માટે પણ બુદ્ધિમાન મનુષ્યને વિચારના વમળમાં નાંખે તો તેમાં નવાય નથી. જ્યારે શરુઆતમાં ખેડુત બિચારો એમ સમજ્યો કે વરસાદે જે સારી શરુઆત કરી છે તેજ સારો અંત આણશે ત્યારે છેલ્લા ભાગમાં ખેડુતને અણીના વખતે તે મિત્રે તેને તરછોડયો છે અને તેની સ્થિતિ કઢંગી બલ્કે દુઃખદાયક કરી મુકી છે. વખતે ઇશ્વર કૃપાએ સુરત જિલ્લા કે જેને ઇશ્વરે સારી બાધાયત જમીનથી ફલદુપ કરેલો છે તેને છેલ્લા વરસાદની તાણથી દુઃખ ઓછું પડવાનો સંભવ હશે પણ દુઃખ નહિજ પડે એવું તો તેનાથી પણ છાતી ઠોકીને કહેવાશે નહિ.

૨. હવે જો બાધાયત જમીનનો ફલનો પાક બાદ કરીએ તો સુરત જીલ્લામાં કપાસનો પાક પ્રાધાન્ય પદ ભોગવે છે. કપાસના પાકની ખસુસત એ છે કે. એક વખત બી રોપાયા પછીથી તેની ખીલવણી તથા પેદાશ કુદરતના સંજોગો પર ઘણો આધાર રાખે છે. જો તેને વખતસર પાણી મળે, છાંયડો અને તડકો મન માન્યો જડે, તો તે આપોઆપ ખીલી નીકળે અને ખેડુતને શ્રાવણ મહીનો અને આશો મહીનો જે તહેવારોથી ભરપૂર છે તેમાં આનંદમાં ફરતો હરતો કરે. હવે આપણે વારવાર જોઇએ છીએ કે ઉપર બતાવેલા પાણીના અનુકુળ સંજોગની તાણ ઘણી પડે છે અને ખેડુતની પાસે કુઆનુ સાધન ના હોય તો જેમ બીજી વસ્તુમાં પડોશીના સાધનોથી ચલાવી લેવાય તેમ આમાં પણ પડોશીનું સાધન ખપ લાગે તેવા યત્રો એની પાસે નહી હોવાથી એ બિચારો મુંઝામણમાં પડે છે. જો પડોશીના કુઆ પર પાવર પંપ મેલ્યો હોય તો તે યંત્રબળ વડે પાણી જોરથી કઢાય અને

આજુબાજુના ખેતરોમાં પણ નહેર કરીને અથવા તો જમીન ઉપર કાંઇ પણ સાધનથી પડાળ બાંધીને પાણી પોતાના ખેતરમાં લેવાય અને પોતાના પાકને પોષાય આવા પંપ યાંત્રિક બળથી ચાલે છે અને જયારે પાણી જોઇએ ત્યારે તેના બળ વડે કુઆમાંથી ખેંચી શકાય છે. હવે આપણે ઉપર જે બાધાયત પાકને બાદ કર્યો હતો તેવા બાધાયત પાકની જમીન વાળાને પાણીની વારંવાર જરૂર પડે અને ખાસ કરીને બીજા પાક કરતાં એવા પાકને તો વધારે પણ પડે છે. બાધાયત પાકવાળા જમીનદાર તેમના પાકને લીધે વધારે સારી સ્થિતિમાં હોય એવું માનવાને કોઇપણ જાતની હરકત નથી પણ આપણા જીલ્લામાં તો આપણે જોઇએ છીએ કે તવંગર હોવાને બદલે તેઓ મધ્યસ્થ સ્થિતિના યાતો તદન કનિષ્ટ અવસ્થામાં પોતાના દહાડા ગાળે છે. જો આવા ખેડુતો પોતે એકઠા થઇ નજદિકના ખેતરમાં જે કુઓ હોય તેનું બરોબર બોરીંગ કરાવી સારા જથામાં પાણી કઢાવી એક પંપનું યંત્ર મુકે તો તેઓની પાણીની મુખ્ય આપદા દૂર થાય તેઓના પાક સુધરે અને વખત ગએ સારી ખેતી અને કરકસરના પરિણામે તેઓની આર્થિક સ્થિતિમાં સુધારો થાય. આ ઉદેશ પાર પાડવાને સંપ. પરસ્પર સહાય કરવાની વૃત્તિ, કરકસર. ઉદ્યમ અને ખંતની ખાસ જરૂર છે. વળી કેટલાક ખેડુતો તરફથી એમ પણ કહેવામાં આવશે કે ઉપર વર્ણવેલા સદ્ગુણો અમો લાવીએ, પણ 'વસુ વિના નર પશુ' એ કહેવતના આધારે જો અમારી પાસે આવાં યંત્રો ખરીદવાને યાતો કુઆમાંથી બોરીંગ કરી પાણી કઢાવવાને પૈસાનું સાધનજ ન હોય તો બધી વાત મિથ્યા છે. આના જવાબમાં એટલુંજ કહેવાનું કે જો બાર કે પંદર નજદીકનાં ખેતર વાળા ભેગા થાય અને જેનો સારો કુવો હોય તેનું બધાને ખર્ચે બોરીંગ કરાવી તે કુવા ઉપર પંપ મુકાવી દરેકની જમીનમાં પાણી લે તો ઉપર જણાવેલો ઉદ્દેશ પાર પડે. હવે વખતે એવું પણ બને કે પંદર કે પચીશ આદમી પાસે પંપ ખરીદવા જેટલી મુડી જોઇએ તેટલી મુડી ભેગી ના થઇ શકે તો તેવા ખેડુતોના સંઘને માટે સહકારી પદ્ધતિ પર એક મંડળી ઉભી કરવી સલાહ ભરેલું છે. કારણ તેવી પાવર પંપ મંડળીઓને સરકાર તરફથી પણ નાણાં નીચે જણાવેલી શરતે ધીરવામાં આવે છે:—

(૧) કોઇ સરકારી જાણકાર અમલદારે નકશા તેમજ યોજના ઉભી કરવાને જે ખરચનો અડસટો આંકવામાં આવે તે વ્યાજબી છે એવું સર્ટિફિકેટ આપવું જોઇએ.

(૨) જે અડસટ્ટાને આધારે પાવર પંપ મંડળી ચલાવવાને જે ભંડોળ જોઈએ તે ભંડોળનો કમમાં કમ ½ ભાગ શેર પદ્ધતિ પર મંડળીના સભાસદોએ ભરવો જોઇએ અને

(૩) જે કર્જ સરકાર તરફથી ધીરવામાં આવે તે બરોબર વખતસર ભરાય તેની ખાત્રી આપવા સારૂ પૂરતી જામીનગીરી મંડળીએ આપવી જોઇએ.

(૪) જે રકમ સરકાર તરફથી ઉપરની શરતો પ્રમાણે ધીરવામાં આવશે તે રકમ સાધારણ રીતે વધારેમાં વધારે ૧૦ હપ્તેથી અથવા તો પંપના જેટલા વર્ષની જીંદગી આંકવામાં આવી હોય તેટલા વર્ષના સરખા હપ્તેથી ભરપાઇ કરવા દેવામાં આવશે. કોઇપણ બુદ્ધિમાન મનુષ્ય કહેશે કે આ શરતો વ્યાજબી છે અને જ્યારે વિચાર કરીએ કે વ્યાજનો દર ફક્ત છ ટકા કર્જ લીધા પછી ત્રણ વર્ષ થયે ગણવામાં આવશે એટલે કે પહેલા ત્રણ વર્ષ સુધી કઇ પણ વ્યાજ લેવામાં આવશે નહિ ત્યારે એમચોખ્ખું જણાય છે કે આવી ઉદાર શરતો છતાં જો આપણા ખેડુતો પોતાનુ પાણીનું દુઃખ ટાળે નહિ તો વાંક તેમનોજ છે. વળી બોરીંગને માટે પણ ખેતી વાડી ખાતાએ ત્રણ બોરીંગના સંચાઓ રાખેલા છે અને તેનો ઉપયોગ પણ વ્યાજબી શરતે ખેતી વાડી ખાતાના વડા તેમજ અમલદારો ખેડુતના લાભ સારૂ કરવાને હમેશાં જોઇતી સગવડો કરી આપે છે.

હવે આપણે આ મંડળીઓ કેવી રીતે ચલાવવી તેનો વિચાર કરીએ તો આપણને લાગે છે કે ખેડુતની અજ્ઞાનતા, આરંભનો જુસ્સો ટકાવી રાખવાની નિર્બળતા અને ખંતની ખામીપણાને લીધે આવી મંડળીઓ જેટલા પ્રમાણમાં નીકળવી જોઇએ તેટલા પ્રમાણમા સુરત જીલ્લામા બલ્કે આખા ગુજરાતમાં નીકળી નથી અને જેટલે અંશે સરકારે આપેલી સગવડોનો લાભ લેવો જોઇએ તેટલે અંશે ખેડુત વર્ગે લીધો નથી. માટે આ મંડળી ચલાવતા પહેલા જો બને તો ગામમાં જે જરા ભણેલો ગણેલો ખેડુત હોય તેને પોતાની મંડળીનું એન્જીન કેવી રીતે ચલાવવું તેનો જે કંપની પાસે એન્જીન ખરીદ્યુ હોય તે કંપનીના કારીગર પાસે પુરેપુરી માહિતી

મેળવવા પ્રયત્ન કરવો અને પાછળથી અનુભવથી તેમજ કોઇ ઇજનેર પાસે શીખીને બરોબર અભ્યાસ કરવો કે જેથી કરીને પોતાની મંડળીને પગારદાર એનજીનીયર રોકવો પડે નહિ અને ભારે વાર્ષિક ખર્ચમાં ઉતરવું પડે નહિ. વળી એક વખત સંપ રાખી દરેક નજદીકના ખેડુતને પાણી તેની જરૂરીઆત પ્રમાણે પુરૂં પાડવાને પ્રયત્ન કરી તેની ખાત્રી કરી આપવી કે જે સંચો ગામમાં લાવ્યા છે તે સંચો ખેડુતને ઉપયોગી તેમજ ફળદાયી છે. જેમ જેમ પાણી પુરૂં પડે તેમ તેમ તે પાણી પુરૂં પાડવાના ખર્ચનો હિસાબ બરોબર રાખવો કે જેથી કરીને કોઇ પણ મંડળીના સભાસદને મનમાં એમ ન આવે કે તને પાણી ઓછું મળે છે અને ખર્ચ વધારે વેઠવો પડે છે વળી કોઇ વખત જો કોઇ પણ ખેડુત સભાસદને ફરીઆદ કરવાનું કારણ મળે તો તે કારણ કેવી રીતે નાબુદ થાય તેનો પણ વ્યવસ્થાપક મંડળીની સભા મેળવી જલદીથી નીકાલ કરવો આનાથી સભાસદોમાં એક જાતની સંતોષની લાગણી ફેલાય અને તેથી તેઓ મંડળીને વફાદાર રહેતા શીખે. કોઇ વખત મોસમમાં જો સંચો બગડે તો ભણેલા માણસે પોતે સંચો કેવી રીતે સુધારવો અને છુટા ભાગ જો જોઇએ તો સહેલાઇથી કેવી રીતે મળી શકે તે તે સારી રીતે સમજી લેવું અને જો બને તો થોડા નાના નાના છુટા ભાગો પોતાની પાસે હમેશાં શિલકમાં રાખવા.

આ બધામાં સૌથી ઉપયોગી વાત તો એ છે કે સંચો ગોઠવવામાંજ પ્રથમ કાળજી રાખવી અને તેટલા સારૂ સંચો ગોઠવતી વખત કોઇ પણ હોશીઆર જાણકાર માણસની સલાહ લીધા પછી એનજીન ગોઠવવું અને કુવામાં ઉતારવાની પાઇપની ડાયમેટર ઉપર પુરતું ધ્યાન આપવું કે જેથી કરીને પાણી પાછળથી થાળામાં લેવાને અને થાળામાંથી નહેરમાં કાઢવાને હરકત પડે નહિ, ઉપર જણાવેલી સુચનાઓ જો ધ્યાનમાં લવાય અને ખેડુત બંધુઓને સમજાવાય તો સુરત જીલ્લામાં પાવર પંપની મંડળીઓ સહેલથી કહાડી શકાય અને ખેડુત ભાઇઓની આર્થિક સ્થિતિ સુધારાય.

